# હંટરકૃત હિંદના ઇતિહાસની શાળોપયોગી નોટ.


કર્ત્તા

**ભવાનીશંકર મુરારજી.**

કચ્છ નળીઆ

શેઠ ગોકુળદાસ તેજપાળની ગુ૦ સ્કુલના મેહેતાજી



છપાવી પ્રસિદ્ધ કરનાર

**શા૦ ઘેલાભાઇ લીલાધર.**





**મુંબઇ.**

ધી એંગ્લો જુઇશ ઍન્ડ વર્નાક્યુલર પ્રેસમાં છાપ્યું છે.

**કિંમત કોરી ૧॥ યા ૭ આના.**

૧૮૮૯.

# હંટરકૃત હિંદના ઇતિહાસની
# શાળોપયોગી નોટ.


કર્ત્તા

**ભવાનીશંકર મુરારજી.**

કચ્છ નળીઆ

શેઠ ગોકુળદાસ તેજપાળની ગુ૦ સ્કુલના મેહેતાજી.



છપાવી પ્રસિદ્ધ કરનાર

**શા૦ ઘેલાભાઈ લીલાધર.**





**મુંબઈ.**

ધી એંગ્લો જુઈશ ઍન્ડ વર્નાક્યુલર પ્રેસમાં છાપ્યું છે.

**રી ૧ાા યા છ આના.**

૧૮૮૯.

# પ્રસ્તાવના.

મેં૦ હંટર સાહેબકૃત હિંદના લોકનો ટુંકો ઇતિહાસ કે જે હાલમાં સરકારે કેળવણીખાતામાં ચલાવવા મંજુર કીધો છે. તે ઘણાં ઊંડાં મૂળતત્વવાળો, અને ગંભીર ભાષામાં હોવાથી નાના બાળકોને શીખવા શીખાવવામાં ઘણીજ કઠીણતાવાળો છે. તેટલા માટેજ તેનો પ્રશ્નોત્તર તથા તેમાંના કઠીણ શબ્દોનો કોશ પણ થએલો છે. વળી તેની ઉંડી મતલબ ટુંકામાં અને સેહેલી ભાષામાં બાળકોના મનમાં ઉતરે એવી નોટ થાય તો એ મહાન ગ્રંથનો બાળકો સેહેલાઇથી લાભ લેતા થાય એમ જાણી આ લઘુ નોટ મારી મતી અનુસાર મેં ઘડી કાઢી છે.

આ નોટમાં કાંઇપણ ખામી કે ભુલ વાંચનાર વિદ્વાન ગૃહસ્થોના જોવામાં આવે તેની મને સુચના આપશે તો મોટા ઉપકારની સાથે તે બીજી આવૃતિ વખતે સુધારવામાં આવશે.

કચ્છ નળીઆ.
તા૦ ૧ લી એપ્રીલ ૧૮૮૯.

ભવાની ર.

# હિંદના લોકનો ટુંકો ઇતિહાસ ડાકટર હંટરકૃત તેની ટુંકી શાળોપયોગી નોટ

## પ્રકરણ ૧ લું.

સ્થિતિ અને વિસ્તાર એ ત્રિકોણ પ્રદેશની ઉત્તરે હિમાલય—પૂર્વે બંગાલી સમુદ્ર–ને દક્ષિણ તથા પશ્ચિમે હિંદીમહાસાગર છે. જેથી કુદરતી રીતે એનું રક્ષણ થએલુંછે. માત્ર એશિઆના બીજા મૂલકોમાં જવાની ઇશાન ખુણમાં જ્યાં બોધ લોકો વસેછે ત્યાંથી અને વાયવ્ય ખુણામાં જ્યાં મુસલમાન લોકો વસેછે ત્યાંથી પગવાટોછે. એ લગભગ ૧૯૦૦ માઇલ લાંબો પોહોળોછે તથા ૨૫૦૦૦૦૦૦૦ માણસની વસ્તીછે.

ત્રિકોણ પ્રદેશો બલૂનમાં બેસીને જોવાથી એના કુદરતી ત્રણ વિભાગ જોવામાં આવેછે.

૧ હિમાલય. ૨ હિમાલયમાંથી નીકળતી નદિઓનો પ્રદેશ ૩ દક્ષિણનો ડુંગરાળો પ્રદેશ.

૧ હિમાલયની બેહારો જોડાજોડ પૂર્વ પશ્ચિમ પડેલીછે તેમાં દક્ષિણની હારની ટેકરીઓ બહુ ઉંચીછે તેમાં એવરેસ્ટ નામે શિખર ચાર માઇલથી પણ વધારે ઊંચોછે, એના જેવો ઉંચો પર્વત

આખી દુનિઆમાં કોઇ નથી તથા તે બંને હારો સદા બરફથી ઢંકાએલી રહેછે તેની ઉત્તરે તીબેટ તથા વચ્ચે ખીણછે જેમાં સિંધુ, સતલજ, તથા બ્રહ્મપૂત્ર વગેરે નદીઓને માટે પાણી એકઠું થએલુંછે. એ પ્રદેસમાં ઘણું કરી માણસોથી જવાતું નથી, માત્ર હિમતવાન વેપારીઓ यक्क નામે ગાયોપર ભાર લાદી ટાઢથી મરી ગએલાં ટટ્ટુ વગેરેનાં સકર્ણ અસ્તિત્વની નિસાંનીથી રસ્તો પારખી આવજા કરેછે.

ઉત્તરે હિમાલયની બેવડી ભીંતછે એટલુંજ નહીં પણ પૂર્વ છેડે નાગ અને पत्कोई નામે તેની બેહારો દક્ષિણ તરફ વળેછે તેણે બ્રહ્મદેશ તથા બ્રિટિશ બ્રહ્મદેશથી તેનું રક્ષણ કીધુંછે માત્ર એ બે શાખાઓનાં મૂળ આગળથી બ્રહ્મપુત્ર નદને પેસવાનો મારગછે. તેમજ પશ્ચિમ ભણીને છેડેથી પણ એક શાખા દક્ષિણે ગએલીછે, તેઓ એક પછી એક सफेद कोई सुलेमान અને हाला કહેવાયછે તેણે અફગાન તથા બલુચી લોકોથી દેશનું રક્ષણ કર્યુંછે, માત્ર खाईबरघाट, कुरम घाट, ग्वालरीघाट, તથા बोलनघाट ના મારગછે.

દક્ષિણના દરિયામાં આઠ માસ સુધી સુરજના તાપથી થતાં વરાળ રૂપી વાદળાંને ચોમાસાનો વાયુ ઉતર તરફ ધકેલી જાએછે તેને હિમાલયની ઉંચી ભીત હિંદ મુકી ઉત્તરે જતાં અટકાવી હિંદમાંજ વરસાવેછે તથા કેટલાંકને ઠારી બરફ કરેછે જે બારે માસ થોડે થોડે ઓગળી નદીઓ રૂપે વહેછે તેથી દેશ બહુજ ફળદ્રુપ થયોછે. અને વરસાદ પણ સર્વેથી વધારે ત્યાં થાયછે જેથી વનસ્પતિ બહુંજ થાયછે તેમાં ઇમારતી લાકડું, કોએલા, તથા મધ એ હિમાલયની મુખ્ય પેદાશછે. ત્યાં વનસ્પતિ તથા તેના તરેહવાર ફુલોનો દેખાવ ઘણોજ રળિઆમણો થઇ રહેછે પણ ત્યાંની હવા તાવલી હોવાથી હિમાલયની તળેટીમાં ઝાઝી વસ્તી નથી.

૨ હીમાલયનું ઊતર ઢાળનું પાણી સિંધુ, સતલજ તથા બ્રહ્મપૂત્ર અને દક્ષિણ ઢાળનું પાણી ગંગા અને તેને મળનારી નદીઓ હિંદમાં લાવેછે (જયાં ગંગા અને જમના એકઠી થાયછે ત્યાં પ્રાગ શેહેરછે ત્યાં નાહાવાથી પાપ ટળશે એમ માંની હિંદુઓ ત્યાં નાહાયછે) એ નદિઓ ત્રણ કામ કરછે.

૧ નવી જમીન ઉત્પન કરવાનું ૨ જુંની જમીનને રસાળ કરવાનું ૩ એક દેશનો માલ બીજા દેશમાં શેહેલાઇથી લઇ જવાનું.

૧ ઊંચા પ્રદેશમાં નદિઓને સાંકડા માર્ગમાં વહેવું પડેછે તથી જળ ઉંડું હોતાં વેગ ઘણો હોયછે તેમાં કાદવ કચરો માટી વગેરેને ઘસડતી જાયછે અને જયાં નીચે પ્રદેશ આવેછે ત્યાં તેને પોહોળા માર્ગમાં વેહેવું પડેછે તેથી તથા તેના અનેક ફાંટા પડવાથી વેગ ધીમો પડેછે તેથી દરેક ફાંટાઓની વચે બદામ આકારનો અને જયાં સમુદ્રને મળેછે ત્યાં ત્રણ ખુણા વાળો ડેલ્ટા નામે બેટ તેમાં ઘસડાઇ આવેલાં માટી વગેરેનો બનેછે.

૨ જયાંથી વેગ ધીમો પડેછે ત્યાંથી ઘસડાઇ આવેલો કાદવ કચરો તાંણી શકતી નથી જેથી ધીમે ધીમે પડખે મૂકતી આવેછે તેથી તથા રેલ વખતે તેનું ડોળું પાણી આસપાસની તમાંમ જમીનમાં ફેલાઇ રહેછે ત્યાં બધો કાંપ ઠરીને તળીએ બેસવાથી ભુમીને ખાતરને ઘણોજ લાભ મળેછે તથા ઉંચ પ્રદેશોમાં ખેતરોને નેહેરોમાંથી પાણી પાઇ રસાળ કરેછે.

૩ હોડીમાં નદી મારફતે થોડે ખરચે ઘણોજ માલ એક દેશથી બીજે દેશ સેહલાઇથી લઇ જવાયછે.

જયાં ડેલ્ટા થાયછે ત્યાં ભેજવાલી હવા હોયછે તેથી ત્યાંના રેહેવાશીઓને તાવ ઊત્પન થાયછે એવી જગ્યા ગંગાના ડેલ્ટા આગળ સુંદર વન નામે પ્રખ્યાતછે.

નદીઓથી કેટલાક ગેરફાયદા પણ થાયછે તે એવા કે ૧ ઊંચ પ્રદે-શોમાં નેહેરોથી પાણી પાઇ માતબર કરેલી જમીનમાંથી તાવ ઉત્પન્ન કરનારી હવા નીકળેછે ૨ રેહ નામે ખારો જામી જવાથી જમીન ઉગવાને ના લાયક થઇ પડેછે તથા નીચ પ્રદેશોમાં પાણી ભરપૂર થઇ ગાયો, ઝુંપડાં, દાણા, ઘાસની ગંજીઓ તથા માણસોને તાણી જાયછે એટલુંજ નહીં પણ પ્રતી વરસે પોતાનાં પાત્રો બદલવાથી નવા જમીન-દારની જમીન દબાવી લઇ પોતાના અસલ પત્રને કોઇ બીજા જ-મીનદાર માટે ખેડવા લાયક જમીન બનાવી આપેછે એ સર્વે દુઃખ ગંગા નદીથી બંગાલી લોકોને ખમવું પડેછે બંગાલામાં કેટલેક ઠેકાણે વર્ષમાં ત્રણ અને કેટલેક ઠેકાણે બે પાક થાયછે તેમાં વસંત રૂતુમાં કઠોળ, તેલી બીજ તથા લીલોતરી; ભાદરવામાં ડાંગર, ને આસો કારત કમાં ડાંગરનો બીજો પાક, તથા બીજાં અનાજ થાયછે તથા વસંત રૂતુમાં આંબા. વડ. વગેરે ઝાડોનો દેખાવ સારો થઇ રહેછે ડેલ્ટામ. મુખ્ય પેદાશ ડાંગર, લીલોવાંસ, સોપારી અને નાળીએર વગેરે છે ડુંગરાઓની આસપાસ ચા, અને કસી તથા પટણાંની વચે અફીણ તથા એકંદરે પચાસથી વધારે જાતનો ડાંગર તેલીબીઆં, તથા રંગ-ના છોડ અને ઘણી તરેહનાં કપડાં બંને એવા રેસાઓના છોડ થાય છે. ડેલ્ટાના લોકોનો ખોરાક ચોખા ને બીજાનો મુખ્ય જુઆર ને બાજરી છે તેમાં મોટા માણસજ ડાંગર વાપરે છે.

૩ પશ્ચિમ અને દક્ષિણ હિંદની વચ્ચે મોટા ડુંગરો છે જેમાંથી હાલે રેલવે ને સડકો થયાં છે તેને બંને છેડેથી પૂર્વઘાટ ને પશ્ચિમઘાટ નામે બે શાખાઓ ગએલી છે તે શાખાઓ જયાં જોડાય છે, ત્યા નીલગીરી નામે મોટો પર્વત થયો છે. ( ઘાટ એટલે પર્વતના માર્ગો ) તથા એ શાખાઓ અને સમુદ્રની વચ્ચે સાંકડી ભુમીઓ છે.

ઉતરના પ્રદેશનું તમાંમ પાણી ગંગાવાટે બંગાલી ઉપસાગરમાં અને વીંધ્યાંચલ તથા સાતપુડાનું પાણી નર્મદા અને તાપીવાટે ખંભાતના અખાતમાં, અને બાકીના તમાંમ દક્ષિણનું પાણી ગોદાવરી. કૃષ્ના અને કાવેરી વાટે ઘણુંકરી બંગાલી ઉપસાગરમાં જાય છે. જુના હિંદુ કવિઓએ દક્ષિણનાં જંગલનું સારૂં વર્ણન કર્યું છે તે પ્રમાણે હાલે પાધર જમીનમાં એ તરા થઈ ગયાં છે તો પણ ડુંગરોમાં પુષ્કળ સાગ, સીસમ, અંબનુમ વગેરે ઝાડો હછ્ છે ત્યાં ઊંચ જમીનમાં અને વરસાદ થાતો નથી તેથી ત્યાંના ખેડુતો તળાવ, કુવા, કે નેહેરનાં મોઢાં બંધ કરી તેનાં તળાવ બનાવી જળનો સંઘરો કરે છે.

હિંદના સર્વે ડુંગરોમાં પુષ્કળ ખનીજ રહયોછે, તેમાં બંગાલા અને મધ્ય હિંદમાંથી હાલે પુષ્કળ કોયલા નીકળે છે. નદીનાં પાત્રોમાંથી સોનાની રજ જડે છે. ગોવળકંડાના હીરી આગળ બહુ વખણાતા હાલે મદ્રાસ મહિસુરની ખાણોમાંથી સોનું કાઢવાનો પણ પ્રયત્ન ચાલે છે.

બ્રિટીસ બ્રહ્મદેશ પણ હાલે હિંદસાથે જોડી દીધો છે એની પૂર્વે ઇરાવદી તથા પશ્ચિમે દરીયો છે અને વચમાં યોમા નામે પર્વત છે. ઇરાવદીની ખીણમાં કલઇની ખાણો છે તથા પેટ્રૂલિઅમકે રોશીન તેલના ઝરાછે. ત્યાંની મુખ્ય પેદાશ ચોખા ને ઇમારતી લાકડું છે,

ઇતી.

## પ્રકરણ બીજું

હિંદમાં બે પ્રકારના મુલક છે. ૧ બ્રિટિશપ્રાંતો ૨ દેશીરાજાઓના પ્રાંતો. તે સર્વે ઉપર દેખરેખ ઇંગ્લાંડની મહારાણી તરફથી ગવર્નર જનરલ ( વાઇસિરાય ) રાખે છે. તે કલકત્તામાં રહે છે. તથા ઊનાળામાં હિમાલયમાં સીમલા નામે સ્થળ છે. ત્યાં હવા લેવા જાયછે. તેન

હાથ નીચે મુંબઇ તથા મદ્રાસના ગવર્નરો છે. તેને પણ મહારાણી નીમે છે. અને બાકીના સર્વે નોકરોની નીમનોક વાઇસરાય પોતે કરેછે. તેમાં લેફ્ટનેન્ટ ગવર્નરની નીમનોક માટે સ્ટેટ સેક્રેટરીની મંજુરી લેછે.

જેઓ ખંડીઆ રાજાઓ છે. તેઓને પોતાનાં લશ્કર તથા ઉપજ તથા તેના રાજના પ્રમાણમાં શિક્ષા કરવાનો અખત્યાર છે. મોટા રાજાઓને દેહાંત દંડ સુધીની સજા કરવાનો હક છે એ રાજાઓને પોત પોતામાં સંધી કરવા તથા વઢવાડ કરવા અંગ્રેજ સરકાર આપતા નથી. તથા રૈયત સાથે અયોગ્ય રીતે વરતે તો ઠપકો આપે છે. અને વધારે ના લાયક હોય તો પદ ભ્રષ્ટ કરેછે.

તે બ્રિટિશ પ્રાંતના નીચે પ્રમાણે બાર પ્રાંત કર્યા છે.

| નંબર. | પ્રાંતનું નામ | અમલ કરનારનું નામ |
|---|---|---|
| ૧ | મદ્રાસ ઇલાકો | ગવર્નર |
| ૨ | મુંબઇ ઇલાકો | ,, |
| ૩ | બંગાલા ,, | લેફ્ટનેન્ટ ગવર્નર |
| ૪ | પંજાબ ,, | ,, |
| ૫ | વાવ્યપ્રાંતો | ચીફ્કમીસ્નર |
| ૬ | અયોધ્યાપ્રાંત | ,, |
| ૭ | મધ્યપ્રાંતો | ,, |
| ૮ | બ્રિટિશ બ્રહ્મદેશ | ,, |
| ૯ | આશામ | ,, |
| ૧૦ | વરાડ | કમીસ્નર |
| ૧૧ | અજમેર | ,, |
| ૧૨ | કુર્ગ | .. |

**એ સર્વેમાં વસ્તી ૧૯૯૦૪૩૪૯૨ છે.**

**ખંડીઆં રાજ્યોમાં વસ્તી ૫૨૧૧૧૬ છે.**

પોર્ટુગીઝનાં સંસ્થાનોમાં વસ્તી ૪૦૭૭૧૨ છે.
ફ્રેંચનાં સંસ્થાનોમાં વસ્તી ૨૭૧૪૬૦ છે.

૨૫૫૦૭૩૭૫૩ કુલ હિંદમા વસ્તીછે.

તેમાં રજપૂત સંસ્થાન નિઝામ હૈદ્રાબાદ, મધ્યહિંદ એજન્સિ, બુંદેલખંડ, વડોદરા, અને મ્હૈસૂરનાં રાજ્યો ખાસ ગવર્નર જનરલના હાથ તળે છે. અને બાકીનાં સ્થાનિક અધિકારીઓના હાથ તળેછે હિંદમાં કેટલેક ઠેકાણે વસ્તીની ઘણી ઘાડાઇ છે, પણ ઇગ્લાંડની પેઠે મોટાં શેહેરો નથી. જેમકે ઇગ્લાંડ અને વેલ્સની વસ્તીનો અડધો ભાગ ૨૦ હજારથી વધારે વસ્તીવાળાં શેહેરોમાં રેહેછે. અને હિંદનો ૨૦ મો ભાગ શેહેરોમાં રહેછે. અને જે શેહેરોછે, તે પણ ગામડાના જથા જેવાંછે. કેમકે વચ્ચમાં ખેતરો હોય છે. તથા ઢોરો આવે છે.

હિંદમાં ખેડુતો વસ્તી ઘણી છે. જેથી કેટલાક ભાગમાં ખેડુને ખેડવા જમીન મળતી નથી. તેમજ એક માણસ અરધા એકરમાંથી પોતાનું ગુજરાન ચલવે છે; તેથી વરસાદની કાંઇ તંગી પડેથી લાખો માણસ અન્ન વગર મરી જાયછે. તેમ કેટલાક ભાગમાં સારી અને રસાળ ભોંય છતાં ખેડનાર મળતો નથી, કેમકે ઇંગ્લાંડમાં જ્યાં સારી સ્થિતિથી ગુજરાન ચાલે ત્યાં લોકો રહેવા જાયછે. તેમ હિંદનાં લોકો જતા નથી. પણ ભાઇઓની વહેચણ થતાં થતાં અંતે થોડીજ જમીન ભાગે આવે છે. જેથી મહા વિપત્તિ ભોગવવી પડેછે. તો પણ બીજે ઠેકાણે રહેવા જતા નથી. પણ જો જાય તો બહુજ ફાયદો થાય.

બ્રિટિશ બ્રહ્મદેશમાં બીજા ભટકતા ખેડુઓ જ્યાં કસવાળી જમીન દેખે ત્યાં ઝાડ કાપી ઉપરા ઉપરી વાવેતર કરી જમીનને થોડા વખતમાં કસ વગરની કરી ચાલ્યા જાયછે. પણ એવું હિંદમાં ઘણું કરી નથી.

પ્રથમ બંગાળામાં ખેડુતો જડતા નહીં. પણ હમણાં વધી જતાં મોંઘે માગ્યું ગણોત આપવા લાગ્યા, જે પરથી સરકારે ધારાથી વધારે ગણોત ન લેવા, તથા વધારે મુદતથી ખેડનાર ખેડુતોનો હક કાયમ રાખવા, તથા વંશ પરંપરાથી ખેડનારનું ગણોત કોર્ટ વાજબી ઠેરાવી આપે તે પ્રમાણે લેવા કાયદા કીધાછે. જુના વખતમાં વસ્ત થોડી હોવાથી ખેડૂતોને ઉપયોગી સમજી રાજાઓ પોતાના મુલકમાંથ બીજે ઠેકાણે જવા દેતા નહીં અને તેમની પાસેથી માથા વેરો લેત એવું તેઓનું ગુલામ પણું હતું, તે પણ સરકારે કઢવી નાંખી તેઓને સ્વતંત્ર કીધાછે. એ હિંદના લોકોના ચાર પ્રકાર છે.

૧ આર્ય=વાવ્ય ખૂણામાંથી આવેલા ગોરા ચામડીવાળા બ્રાહ્મણ તથા ક્ષત્રી.

૨ અનાર્ય=હિંદના જુના વતની જેને આર્યો એ ડુંગરમાં કાઢી-મેલ્યા તથા દાસ બનાવ્યા તે.

૩ મિશ્રજાત. ૪ મુસલમાન.

હતી.

## પ્રકરણ ત્રીજું.

અનાર્ય જાત. એમાં ઘણી ઊપજાતા હતી. પણ તેનું કાંઇ નામ નહોતું. તેઓ શિલ્પ વિદ્યા કે અક્ષર જાણતા નહીં. ઘણા કાળની પૂર્વે પ્રથમ તો તેઓ અનઘડ કહણ પથરાના છરા અને હતીઆરોથી વઢતા. તેમને ધાતુની તો ખબરજ નહોતી. જે હથિઆરો આજ નર્મદાના પ્રદેશમાંથી જડેછે. ત્યાર પછી ચકમકના કુહાડા વાપરતા. ને ત્યાર પછી તેમને ધાતુ જડતાં લોઢાનાં હથિ આરો વાપરતા. તથા સોનું અને ત્રાંબુ પેહેરતા. તેમની નિશાનીમાં હાલે માત્ર અનઘડ પાણા સીધા પાળીયાને ચક્રો તથા મડદાં દાટવાની કબરો જડેછે.

**अनार्यों विषे आर्योंनो मत.** આર્ય લોકો તેને **दस्यु** એટલે દુશ્મન, ને **दास** એટલે ગુલામ કેહેતા અને પોતાનો ધોળો રંગ હોતાં પોતાને ઊંચ વરણના માનતા ઓછાંમાં ઓછાં ૩-૪ હજાર વર્ષ પેહેલાં વેદ રચનારા કવીઓએ પોતાના પ્રતાપી દેવોની સ્તુતિ કરવાથી તેણે આવી અનાર્યોને કાઢી મૂકી તેને તાબે કર્યા. એ અનાર્યની બદ સુરત હતી તથા નાક ચપટાં હતાં તેથી વેદમાં તેને નાક વગરના કહ્યાછે. વળી "યજ્ઞ માં વિઘ્ન કરનારા, માંસના ખાઊધર, કચ્ચું ખાનારા, કાયદા વગરના, જેને દેવતાનો વિધિ નથી એવા." વેદમાં વરણવ્યા છે. ને એને ભગવ્યા પછી રાક્ષસ, દૈત, વૈતાળ, પીશાચ, ભૂત, અસુર, સેતાન, એવે નામે આર્યગોરે એ વરણવ્યાછે.

બધા અનાર્યો નબળા નહોતો પણ તેના સાત ગઢ ને નેવુ કિલ્લાઓ હોવાનું વેદમાં લખ્યું છે. વળી કેટલાક મુલકોપર તેઓ અમલ ચલાવતા હતા તેમ પરલોકને પણ માનતા હતા. કેમકે જૂના સંસ્કૃત ગ્રંથોમાં તેઓમાં મડદાંને સણગારવાનો ચાલ હોવાનુ લખ્યુંછે. એ વાત આજ પણ તેની કબરોમાંથી સોના તથા ત્રાંબાના કડકા નીકળેછે. તેથી સાચી પડેછે. માટે એ બંધુ પરલોક માન્યાનું સુચવેછે. તેમજ રામાયણમાં તેના જોરનાં બહુજ વખાણ કર્યાંછે. ને આજ પણ ડુંગરોની ગુફાઓમાં તે લોકો સંતાઇ રહ્યાછે. તથા પોતાની ધર્મ ક્રિયા અસલ પ્રમાણેજ કરેછે. અને વધારેમાં વધારે સુધરેલા લોક પણ હિંદમાં વસેલાછે. એટલે માણસની સ્થિતિનું હિંદ મોટું સંગ્રહ સ્થાનછે.

**आंदामान बेटना रहेवाशी अनार्योंवीषे.** એ અનાર્યો માણસ ને ખાનારા, નાગા ફરનારા, ખુશી વખતે રાતી, ને શોક વખતે કાળી

માટીનો શરીરપર લેપ કરનારા, તથા દોસ્તીકે ખુશી બતાવવી હોય ત્યારે રોવા જેવું શોર કરનારા છે. અંગ્રેજી વહાણવટી તથા આરબોએ તેને શ્વાન મુખા કહ્યા છે. અને સન ૧૮૫૫ માં અંગ્રેજ અમલદારો ત્યાં થાણું બેસાડવા ગયા ત્યારે તેમને પણ ઉપર પ્રમાણે માલુમ પડયાથી તેમજ વર્ણન કીધું છે.

**मद्रास ईलाकाना डुंगरी अनार्यो विषे.** મદ્રાસના દક્ષિણ ભાગમાં **अनमलै** નામે ડુંગરો છે તેમાં ઘણી એવી જાતો વસે છે. તે નીચે પ્રમાણે.

૧ **पुलीअर जात** લાંબા વાળ રાખે છે, ઊંદર અને એવા એવા નાના જીવ ઝાલી ખાય છે. તથા દૈત્યોને પૂજે છે.

૨ **मुन्दवर जात.** ઢોર લઇ ડુંગરોમાં ભટકે છે. ને ગુફાકે મરડીમાં રહે છે.

૩ **कदर जात.** શિકાર વડે જીવે છે. અને પોતાને ડુંગરના ધણી સમજી પોતાથી પણ હલકી જાતપર સતા ચલાવે છે.

૪ **नैरनामे डुंगरी लोक.** એક સ્ત્રી ઘણા લોક પરણે છે. ( એ રીત હીમાલયના અનાર્યમાં પણ છે. )

**मध्यभागना अनार्य लोक विषे.** લગભગ અડધી વસ્તી એ લોકની છે તેમાં નીચે પ્રમાણે જાતો છે.

૧ **गोंड जात.** તે હાલે કાંઇક સુધરી છે.

૨ **वगडाउ जात.** શિકારથી જીવે છે. અને મોટાં કામઠાંને પગથી દબાવી ચકમકનાં તીર હાથથી ખેંચી એવાં મારેછે કે હરણને આર પાર વીંધી દે છે.

૩ **मारी लोक.** અજાણ્યા માણસને દેખી સંતાઇ જાયછે અને જયારે તે સ્થળના રાજાનું માણસ ખંડણી લેવા આવે છે ત્યારે ઢોલ

વગાડી સંતાઇ જાય છે. એટલે તે લોકો જે આપવાનું હોય તે મુકરર કરેલે ઠેકાણે રાખી પાછા સંતાઇ જાય છે.

**पांदडां पेहेरनारी ओडियानी जातो विषे.** એ જાત જુઅંગ કે પતુઅ કહેવાય છે તેનાં બૈરાં વસ્ત્ર વગર કેડે મણકા બાંધી તેમાં આગળ પાછળ પાંદડાંનો એક એક ગુચ્છો લટકાવી રહેતાં હતાં. એ તમામ લોકને ૧૮૭૧ માં અંગ્રેજ અમલદારે ભેગાં કરી બોધ કર્યાંને એક એક લૂગડાંનો કડકો આપ્યો. ત્યારે તેઓં તે કડકાંને કેડે વીંટી પાંદડાંના ગુચ્છા કેડેથી છોડી તેને દેવતામાં સળગાવી સલામ કરતે ચાલ્યાં ગયાં.

**हिमालयनी जातो.** ઘણીછે તેમાં આસામના ડુંગરોમાં વસનારા લોકો તો " આટલી વજર ચાવી " કે " આટલાં પાન ચાવ્યાં " માટે આટલું ચાલ્યા એમ ગાઉનો હિસાબ ગણે છે. પ્રથમ તેઓ ચોરીનો ધંધો કરતા, પણ હાલ તેને લુગડાં, ધાન્ય, અને ચાંચવા આપી પૂર્વની ભાગોળના રક્ષણ માટે પોલીશનું કામ સોંપ્યું છે. તેની જાતોનાં નામ એવાંછે કે ૧ હજાર ચુલાનો ખાનાર. ૨ કપાસના ખેતરમાં સંતાઇ જનાર વગેરે.

**केटलीक सूधरेली अनार्य जातो विषे.** એવી જાતોમાં સુંતાલ અને કન્ધ એ બે મુખ્યછે. માટે તેનો ટુંકો હેવાલ આમાં કીધોછે.

૧ **संताल विषे.** નીચલા બંગાલામાં ગંગાને સીમાડ આવેલા ડુંગરોમાં તેનાં ગામો છે. તેની સંખ્યા આસરે ૧૦ લાખની છે.

મૂળ ગામને વસાવનારનો વંશજ પટેલ કહેવાયછે. તેજ ગામનો મુખી હોયછે. તેને મદદગાર ૧ બીજો પટેલ, પગી, તથા ચોકીદાર હોય છે. છોકરાઓનો અમલદાર જૂદો હોયછે. તેના કબજામાં તમામ છોકરાઓને પરણતાં સુધી રેવું પડે છે. તથા

પંદર, સતર વર્ષની ઊમરે પરણે છે. હિંદુના જેવો જાતી ભેદ તેમનામાં નથી. પણ મૂળ પુરૂષના સાત પૂત્રની ઓલાદથી સાત જાતો ગણાયછે. તે સર્વે સાથે મળી શિકાર, ઊજાણી, તથા દેવ પુજન, કરેછે. ગુન્હો કરનારને દેવતા પાણી બંધ કરી જાતી બાર મૂકે છે. ને જ્યારે આખા ગામને ઊજાણી આપી ચોખાનો દારૂપાય છે ત્યારે પાછો જાતીમાં ભેળે છે. ક્રીયા કરી મુડદાંને બાળેછે. તથા તેની ખોપરીના ત્રણ કડકા કરી પવિત્ર ગણેલી દામોદર નદીમાં નાંખે છે. છોકરીને પરણાવ્યા પછી તે નો તૂટેલો સંબધ દેખાડવા સારૂં બળતા અંગારાને ખાંડે છે તથા તેને પાણી છાંટે છે. એક વાંઝણી હોય તોજ બીજી પરણે છે.

એ લોકોને પરમેશ્વર સંબંધી જ્ઞાન નથી. પણ રાક્ષસ, ભૂત, પ્રેત, પીશાચ, ખવીસ, જોગણીઓ વગેરે ગામમાં, કુવામા, ઝાડોમાં, ને વનમાં વસેછે. માટે તેમની કુદૃષ્ટિથી બચવાને, તેમને બકરાં, કુકડાં, વગેરાંનાં બળીદાન આપવાં એમ તેઓ માને છે. તથા દરેક ઝાડ પાસે નાચેછે. એ લોકો પ્રથમ તો લુટારા હતા. પણ બ્રિટિશ રાજ્યમાં સારા ખેડુ થયા છે. અને સપાટ પ્રદેશના લોકો સાથે તેની તકરાર ન થવા માટે સરકારે ૧૮૩૨ માં પથરા ખોડી હદ નકી કરી આપીછે. પણ સપાટ પ્રદેશના લોકોએ તેમને નાણાં ધીરવા માંડયાં તેથી તેઓ હાલે બહુજ કરજદાર થઈ રહ્યા છે. અને તેને લીધેજ સ. ૧૮૪૮ માં ત્રણ ગામના લોકો ખેતરો છોડી જંગલમાં રહ્યા. તથા સન ૧૮૫૫ માં ૩૦ હજાર માણુસ પોતાની હાલત વાઇસરાયને જણાવવાને મનસુબે નીકળ્યા. પણ લાંબે પંથે ખોરાક સારૂ ચોરીઓ કરતાં પોલીશ સાથે કજીઓ થઇ બલવો થયો. તેમાં ખુન થયાં પણ અંતે સરકારે તેને સાદી રાજરીતી બાંધી આપીછે. એ લોકો શરમાળને વહેમી હોવાથી

નવી વાતથી ડરેછે. તેથી સને ૧૮૮૧ નાં વસ્તી પત્રક વખતે પણ થોડાક સામા થયા હતા.

૨ कन्ध लोक लि . કંધ એટલે પર્વતમાં વસનારા.એ લોકોની વ-સ્તી આસરે ૧ લાખની છે. તેઓ ઓરીસાના ડુંગરોના વનમાં વસેછે. તેમાં દરેક કુટુંબનો વડીલ તે તે કુટુંબનો અને મુખ્ય કુટુંબનો વડો સર્વનો હુકમદાર ગણાય છે. પણ મુખ્ય કુટુંબદાર નાલાયક હોય તો તેને કાઢી તેના ભાઇ કે કાકાને ઠરાવે છે. દરેક કુટુંબમાં મોટી મા રાંધે છે. અને કોઇ અપુત્ર મરીજાય, તો તેની મિલકત બાજા કુટુંબના વડાલો વહેંચી લેછે, પણ સ્ત્રીને વારસો આપતા નથી. અને મુખી દરેક મોટા કામમાં સર્વ કુટુંબના મુખીઓની સલાહ લઇ કામ કરે છે.

कंध लोकोनी शिक्षा करवानी रीत.

૧ ખુન કરનાર માણસે મરનારના કુટુંબીઓને જ્યાંસુધી પશુ તથા અનાજ આપી સંતોષ પમાડયા નથી ત્યાં સુધી તે કુટુંબીઓ સામું ખુન લીધા વગર છોડતા નથી. ( એ કાયદો હાલ સરકારે રદ કર્યો છે. )

૨ જખમ કરનાર માણસ જખમીને સાજો થતાં લગીપાળે.

૩ ચોરે ચોરેલો માલ તથા તેની કીમત ભરી આપવી. અને બે વાર ચોરી કરનાર ને જાતી બહાર મુકવો.

૪ વાંધા પતાવવા સારૂ મોટી ટોળી વહતી. તથા દ્વંદ્વ યુદ્ધ કરાવતા. તથા ઊકળતા તેલ કે તપાવેલા લોઢાની ધીજ કરાવતા.

૫ કીડીનું દર, વાઘના નખ, કે ચીલોડીના ચામડા ઉપર સોગન ખવરાવતા.

તેઓ એક જમીનમાંથી કસ થઇ રહ્યા પછી બીજી જમીન

ખેડવા જાય છે તથા કેટલીક ટોળીઓ ચૌદ વર્ષે જુની જગ્યા છોડી નવું ગામ વસાવે છે.

કંધ લોકોનાં લગ્ન વિષે.છોકરો જ્યારે દશ વર્ષનો થાય છે,ત્યારે તેના વડીલોએ કોઇ ઊજાણી કે જમણવાર વખતે બલાત્કારથી ચૌદ વર્ષની કન્યાને ઉપાડી જઇ પછી તેના બાપને પૈસા ભરી આપવા એ તેઓનું લગ્ન છે. અને પછી જ્યાં સુધી વહુ વર જુદાં રહી શકે એવડાં થાય, ત્યાં સુધી વહુ એ સસરાના ઘરમાં ચાકર થઇ રહેવું પડેછે. અને જ્યાં સુધી એક બાયડી જીવતી હોય ત્યાં સુધી તેની મરજી વગર બીજી કરાય નહીં.

દરેક ગામની બહાર એક ઝુપડાંની હાર હોયછે. તેમાં જે પોતાથી હલકો વર્ણ ગણાયછે તે રહેછે. તેને ખેતી કરવા, દેવ પુજન કરવા, કે યુધ્ધે ચડવા આપતા નથી; તથા તેનું ખાતા નથી. તેઓ યુધ્ધ તથા ખેતી સિવાયના બધા ધંધા કરે છે. તેમની સાથે તેઓ ભલાઇથી વરતેછે ને તેમને કરવાનો ધંધો કરનાર કંધને પતીતમાં ગણેછે. એ લોકો પણ ગોત્ર દેવ, ગ્નાતી દેવ, અસુર, અપદેવ, તથા ભૂદેવોને માનેછે. તેમાં ભૂદેવને તેઓ તથા કંધ લોકો બંને સર્વેથી મોટો માનેછે. તેને વર્ષમાં બેવાર વાવણી તથા કાપણી કરવા વખતે માણસનું બળીદાન આપેછે. તે માણસ સપાટ પ્રદેશમાંથી નીચ જાતના લોકો બ્રાહ્મણ તથા કંધ સિવાયની જાતના માણસને ચોરી લાવે છે તેની કિમત આપેછે. વધનો દિવસ આવ્યા સુધી દરેક તેને સનમાન સહીત જમાડે છે ને વધ વખતે તેના કાન આગળ " અમે તને પૈસા આપી લીધો છે. માટે અમારે શિર પાપ નથી " એમ મોટે સાદે કહી મારે છે. પછી તેનું લોહી તથા માંસ સર્વેને વહેંચી આપેછે.

એ લોકોને સને ૧૮૩૫ માં આપણા રાજમાં દાખલ કરી ન-
રમેધ બંધ કીધું છે તથા કાંઇક સુધાર્યાછે.

ए अनार्यो मुख्य त्रण कुळनाछे.

૧ તિબેટ અને બ્રહ્મદેશમાંથી ઇશાન ખુણને માર્ગે આવેલું ટોળુ (જેમાંની જાતો હાલ હિમાલયની મર્યાદામાં વસેછે.)

૨ ઇશાનના ઘાટો રસ્તે બંગાળામાં પેઠેલું કોળી કુળ (તે હાલ દક્ષિણ હિંદના ઇશાની ડુંગરોમાં વસે છે.)

૩ વાવ્ય કોણના ઘાટોના માર્ગે પંજાબમાં પેહેલું દ્રાવિડ કુળ (તે હાલે કન્યા કુમારિ સુધી વસેલા છે.)

अनार्योना गुणो. તેમની સાથે ભલમનસાઇ રાખ્યાથી તેઓ સાચા નિમકહલાલ ને માયાળુ છે; તથા લસ્કરી કામ કરવાને બહુ લાયકછે. અંગ્રેજને દક્ષિણ જીતવામાં, તથા બંગાળા જીતતી વખતે પ્લાસીની લડાઇમાં, એ લોકો ફોજમાં હતા. તેમની ગુરખા જાતની પલટણો આજ પણ ઘણી શૂરી ગણાયછે. તે થોડા વખ-ત ઉપર અફઘાનિસ્તાનમાં બહુ માન પામી હતી.

ઇતિ.

## પ્રકરણ ૪ થું

आर्य अथवा ईन्दो जर्मनीकुळ. એ કુળ પ્રથમ મધ્ય એશિઆમાં રેહેતું; તેમાંથી કેટલીક શાખાઓ પૂર્વ ને પશ્ચિમ ભણી ગઇ. પશ્ચિમ ભણીની શાખાઓમાંથી એકે પારસી રાજ સ્થાપ્યું એકે આથેન્સ અને સ્પાર્ટાનું રાજ સ્થાપ્યું એક ગ્રીક પ્રજા બની. એકે ઇટાલીમાં સાત ટેકરી ઉપર રોમ શેહેર વસાવ્યું. એકે સ્પેનમાં રૂપાની ખાણો ખોદી. એકે ઇંગ્લાંડમાં કલઇની ખાણો ખોદી, ડાળીઓના હોડકાં બનાવી માછલાં પકડવા લાગી; અને પૂર્વની શાખા હિમાલયના

ધાટોને માર્ગે પંજાબમાં પેસી આખા હિંદમાં ફેલાણી. પ્રથમ તેઓ મધ્ય એશિયામાં વસ્યા. તે વખતે ઢોર ચારવાનો તથા ખેતીનો ધંધો કરતા તથા તે સર્વેના દેવો તથા ધર્મ એકજ હતો. કેમકે કલકતાના બ્રાહ્મણો, ઇંગ્લાંડના પ્રોટેસ્ટન્ટ પાદરીઓ, પારના પ્રોટેસ્ટન્ટ પાદરીઓ, પરમેશ્વરને જે નામોપરથી ભજે છે તેઓ એક મૂળવાળા છે; તથા કેટલાક શબ્દો પણ એકજ જાતના છે જેવા કે સંસ્કૃતમાં "દુહીતા ને અંગ્રેજીમાં દાટર" કહે છે વીગેરે.

હિંદમાં જે માર્ગેથી તે જ્યાં જ્યાં વસવા ગયાછે તે તે સ્થળોની વેદના કવિઓએ મંત્રથી સ્તુતિ કરીછે. જેમ સિંધુને કાંઠે વસ્યા ત્યારે સિંધુની સ્તુતિ કરી છે કે "સિંધુ બહુ ધન તથા કીર્તિ આપનાર અમારૂં કહેવું સાંભળે, અમારાં ખેતરોને પાણીથી રસાળ કરે." વળી હિમાલય વિષે પણ વેદમાં વખાણ છે કે "તેમાં ગંધરવો, ઊંચા દેવો, તથા વીરો વસે છે. તથા તેમાં સ્વર્ગ છે."

ऋगवेद. એ પંજાબમાં બન્યો છે ને આસરે ઇ૦ પૂ૦ ૫૦૦૦ વર્ષપર બનેલો હશે. તેમાં ૧૦૧૭ સૂક્તો તથા ૧૦૫૮૦ મંત્રો છે. હિંદુઓ તેને ઇશ્વરનો કરેલો માને છે. તેમાં કેટલાંક સૂક્તો સ્ત્રીઓનાં બનાવેલાં છે.

ઘરનો માલીક ઊપરી તથા ગોર ગણાતો. તે પરવણીને દહાડે સારા વિદ્વાનને યજ્ઞ કરવા સારૂ બોલાવતો.

તે વખતે નાતી નહોતી, સતીનો ચાલ નહોતો, સ્ત્રી ઘરની ધણીયાણી ગણાતી; તથા બંને સાથે મળી પરમેશ્વરની સ્તુતિ કરતાં હતાં, તેઓ ગોમાંસ ખાતા હતા, સોમવલીનો દારૂ પીતા હતા, ઢોર એ મુખ્ય ધન હતું, રથમાં બેશી લડતા હતા, ઘોડાપર

બેશી જાણતા હતા, પણ હાથી વાપરતા નહીં. તથા લુહાર, સોની, કારીગર, હજામ, વગેરે જાતો હતી.

તેઓ પવિત્ર દેવોને માને છે. દેવ એનો અર્થ પ્રકાશવું થાયછે. માટે દેવ એટલે પ્રકાશ કરનાર એમ માનતા. જેથી સૃષ્ટીની મોટી શક્તિઓને પણ દેવો તરીકે ગણતા. જેવા કે:—

૧ સ્વર્ગ પિતા તે દ્યૌષપિતર ( જેને રોમન દીઇશ પીતર કહે છે. )

૨ પાણીના પતિને वरुण ( જેને લાટીનમાં ઉરાન અને ગ્રીકમાં ઓરાનસ કહેછે.

૩ ईन्द्र. જેના મંત્રોથી પાણીની વરાળમાં વધારો થાય છે, તેને સર્વે દેવનો પતિ માન્યો છે.

૪ ઇંદ્રથી ઊતરતો अग्नी છે ( જેને લાટીનમાં ઇગ્નિશ કહે છે. )

૫ તોફાનનો પતી मरुत છે.

૬ પ્રભાતનો દેવ उषा છે ( જેને ગ્રીકમાં એઓષ કહે છે. )

એમ બધા ૩૩ દેવો છે; તેનું વેદમાં આવાહન કર્યું છે.

આર્ય લોકોના જુદા જુદા દેવો હતા તોપણ તે જે વખતે જે દેવની સ્તુતિ કરતા તે વખતે બીજો કોઇ દેવ છેજ નહીં એમ જાણીનેજ સર્વનો સ્વામી ગણતા; જે ઉપરથી વધારે જ્ઞાનીઓ એકજ પરમેશ્વર પુજનારા કહેવાય છે.

પોતાનાં મુડદાંને ચિત્તામાં બાળતા તથા મરેલા માણસની આસપાસ કુંડાળું વળી રૂષીઓ વેદના મંત્રોથી સ્તુતિ કરતા. તેનો અર્થ એવોછે કે " એને સ્વર્ગમાં જવાદો. એનાં પાપ ધોઇ નાંખો, એને મા, બાપ, સ્ત્રી, વગેરેને મળવા દો. " એ ઊપરથી એમ જણાય છે કે તેઓ પુંનર જન્મ માનતા નહીં. પછી સોમ યાગને

માટે રૂગવેદમાંથી સામેવદ બનાવ્યો. તથા મોટા યજ્ઞો વખતે ભણ-
વાના રૂગવેદના મંત્રોને એકત્ર કરી, તેમાં બીજાં પણ કેટલાંક
ગદ્યો ઉમેરી યજૂર વેદ બનાવ્યો. તેના બે વિભાગ છે. कृष्ण यजूर ને
सुक्ल यजूर. પછી રૂગવેદને છેડે ઓછામાં ઓછા જુના મંત્રો છે
તેની સાથે નવા મંત્રો મેળવી ચોથો अथर वेद બનાવ્યો. ત્યાર પછી
દરેક વેદના સંબંધના ब्राम्हण નામે ગદ્યગ્રંથો રચ્યા. તેમાં યજ્ઞો વિષે,
ને ગોરોને કરવાનાં કાર્યો વિષે ખુલાસો છે. એ ચારે દેવ તથા બ્રાહ્મ-
ણોને ઇશ્વરે રચેલા માનવા સારૂં તેનું નામ श्रुती એટલે પરમેશ્વરથી
સાંભળેલું એવું રાખ્યું છે. ત્યાર પછી उपनी सदो બન્યાં તેમાં પર-
મેશ્વર અને આત્માનો વિચાર છે. ત્યાર પછી કેટલેક કાળે पुराणो
બન્યાં. તેને શ્રુતી નહીં પણ स्मृति એટલે યાદ રાખેલી ગણાય છે.

ત્યાર પછી ચાર જાતો બંધાઇ તે એવીરીતે કે વધારે ભણેલા-
નેજ યજ્ઞ વગેરે કામ સોંપવામાં આવતું. તેથી તેઓ ૧ ब्राम्हण કહે-
વાયા. અને દેશનો અમલ ચલાવનારા क्षत्री કહેવાયા. તથા જેમ
વધારે દેશ પતિ થયા તેમ ખેડ બીજા હલકાઓ પાસેથી કરાવી;
એટલે તેઓ ૩ वैष्य થયા. જીતાયલા અનાર્યને દાસ બનાવ્યા;
તેઓ ૪ सूद्र થયા. તેમાં પેહેલી ત્રણ જાતો द्विज કહેવાતી. તેને
યજ્ઞ કરવાનો અધિકાર હતો. ચોથીજાત હલકી ગણાતી. તેમાં
પણ બ્રાહ્મણની જાત બધેથી ઊંચી.ગણાતી. કેમકે તેણે "અમને
ઇશ્વરેજ ઊંચા ઊત્પન્ન કર્યા છે, એટલે પરમેશ્વરના મોઢામાંથી
બ્રાહ્મણ, બાહુમાંથી ક્ષત્રી, સાથળમાંથી વૈષ્ય તથા પગમાંથી સૂદ્ર
ઊત્પન્ન થયા છે" એમ મનાવ્યું હતું.

બ્રાહ્મણના જન્મારાના ચાર આશ્રમ હતા.

ब्रम्हचारी आश्रम. બાળકને જનોઇ દેવા પછી બ્રાહ્મણ કહેવાય.

તેણે ૨૦ વર્ષનો થાય ત્યાં સુધી મોટી ઉમરના બ્રાહ્મણ પાસે રહી તેની તથા અગ્નીની સેવા કરવી અને વેદ ભણવો.

૨ ગૃહસ્થ આશ્રમ. પેહેલો આશ્રમ ભોગવ્યા પછી સ્ત્રી પરણી તેના ધર્મ બરોબર બજાવવાનું તથા ઉછેરવાનું તથા સંસારનો અનુભવ લેવાનું કામ કરવું.

૩ વાનપ્રસ્થ આશ્રમ. બીજો આશ્રમ પુરો કર્યા પછી વનમાં રહેવું, ફળ મૂળ ખાવાં તથા ધર્મની સાધના કરવી.

૪ સન્યાસ આશ્રમ. ત્રીજો આશ્રમ ભોગવ્યા પછી સંસારનો ત્યાગ કરવો સુખ દુખની દરકાર ન રાખી મનને પરમેશ્વરમાં ભળી જવા આસક્ત કરવું. વગર માગે આપે તે ખાવું. કોઇ ગામમાં એક દિવસથી વધારે રહેવું નહીં. ઇંદ્રીઓને દમવી, તથા સંસારના કોઇ પણ ભોગમાં લલચાવું નહીં.

હમણાના બ્રાહ્મણો. તેમાં જુદીજ જાતની કેલવણીનો અસર થતાં તેઓ સમજ્યાકે જુદા જુદા દેવો ઇશ્વર હોય નહીં. માટે તે દેવોને યજ્ઞાદિકમાં કાયમ રાખીને એ બધા દેવોનો સ્વામી એક અદ્વૈત બ્રહ્મ છે. એમ ઊપદેશ કરવા લાગ્યા ને તત્વ જ્ઞાનનાં શાસ્ત્રો બનાવ્યાં, તથા તે બ્રહ્મનાં ત્રણ મુખ્ય રૂપ માન્યાં.

૧ બ્રહ્મા. સ્રષ્ટી ઊપજાવનારૂં રૂપ. ૨ વિષ્ણુ. દુનિઆંનું પાલન કરનારૂં રૂપ. ૩ શિવ. નાશ કરનારૂં રૂપ. તેમાં વિષ્ણુંના રૂપના દશ અવતાર થયેલા એટલે દશ રૂપે આ પૃથ્વીમાં આવી વસેલા માને છે.

પછી ઇ૦ પે૦ ૫૦૦ વર્ષપર છ દરશન રચાયાં. ને ઇ૦ પે૦ ૩૫૦ પર પાણીની વ્યાકરણ રચાયું. તે સંસ્કૃત ભાષાનો આજ પણ પાયો ગણાય છે.

ધીમે ધીમે સંસ્કૃત ભાષામાંથી જુદી જુદી ભાષાઓ થતાં તે ભાષા બોલાતી બંધ પડી. અને તે જાણનારા માત્ર બ્રાહ્મણોજ રહ્યા. આથી લિપિ પણ બે થઇ:

૧ बाळबोध. २ माषार्गा.

ત્યાર પછી જ્યોતિષ શાસ્ત્ર રચાયું. તેમાં ખગોળનું, આકાશનું, સૂર્ય, ચંદ્ર, તારા, તથા રાશીનું ઠીક જ્ઞાન આપ્યું છે. વર્ષના ૩૬૦ દહાડા ગણ્યા છે. અને દર વર્ષે સાડાપાંચ દહાડાને ફેર આવે તે કાઢી નાંખવા માટે દર પાંચ વર્ષે ૧ અધીક માસ ગણવા ઠરાવ્યું છે. એ જ્યોતિષનો તરજુમો આરબોએ ઇ૦ પે૦ ૮૦૦ પર્યો. ને તે દ્વારા યુરોપમાં પોહોંચ્યું છે.

ત્યાર પછી वैद्यक शास्त्र. રચાયાં તે એવી રીતે કે યજ્ઞ સારૂં મારેલાં પશુ વગેરેનાં મડદાં ચીરવાથી તેને તે સંબંધી સારૂ જ્ઞાન થયું. તેનો પણ ઇ૦ પે૦ ૮૦૦ માં આરબોએ તરજુમો કર્યોછે; ને યુરોપમાં ફેલાવ્યો છે. તેમાં મુખ્ય પુસ્તક चरक ઋષિનું બનાવેલું છે.

એ વૈદક વિદ્યા બુધ્ધ ધર્મ થવાથી જો કે ઘણાં દવાખાનાં પાંજરાપુર, થયાં હતાં, તો પણ અંતે નાશ પામ્યા. કેમકે ત્યારથી જાતી ભેદ બંધાયો; તથા મડદાં, માંસ, મદિર, વગેરે ને અડવાથી અભડાવાનો, ને માંસ આદિ ન ખાવાનો રીવાજ પડયો તેથી; તથા બુધ્ધ ધર્મ નાશ પામતાં દવાખાનાં વિગેરે પણ બંધ થયાં તેથી તથા મુસલમાની રાજના વખતમાં આરબી વૈદક શીખેલા હકીમોજ પુછાતા તેથી; હિંદુ વૈદક વિદ્યા નાશ પામી. તે હાલે અંગ્રેજના રાજમાં પાછી તાજી થવા લાગીછે.

ત્યાર પછી સુમારે ઇ૦ પે૦ ૪૦૦ વર્ષ પર संगीत शास्त्र થયું

તે યુરોપી લોકોને પસંદ નથી આવતું. તો પણ હાલના હિંદુઓને તેનો ઘણોજ શોકછે.

ત્યાર પછી હિંદુ कायदा નાં પુસ્તકો રચાયાં. તેમાં ૧ महा सूत्र. ઈ૦ પે૦ ૭૦૦ માં. ૨ मनुस्मृति. ઈ૦ પે૦ ૫૦૦ માં. ને ૩ याज्ञवल्क्य स्मृति. ઈ૦સ૦પે૦૨૦૦ માં. રચાયાંછે. એ કાયદાનાં પુસ્તકો પણ ધર્મ સાસ્ત્ર તરીકે ગણાતાં. તેમાં ત્રણ પ્રકરણ હોયછે. ૧ आचाराध्याय તેમાં ઘર અને સંસારમાં વરતવાની રીત હોયછે. ૨ व्यवहाराध्याय. તેમાં ન્યાય ભાગ હોયછે. ૩ प्रायश्चिताध्याय. તેમાં કહેલાં પાપ મટાડવાનાં ધર્મની રીતોથી ઉપાય, તપ, કન્યા પરણાવવાની રીત, એક નાતીએ બીજી નાતીનું ખાવાનો અટકાવ વગેરે હોયછે.

ત્યાર પછી મહાભારત, તથા રામાયણ નામે ઇતિહાસના ગ્રંથો રચાયા.

महाभारत विषे. એ ગ્રંથમાં ૨૨૦૦૦૦ લીટીઓ છે. અને તેમાં ચંદ્રવંશનાં ભરતનાં પીતરાઇ બે કુટુંબની લડાઇનું વર્ણનછે.

દિલિની પાસેના મુલકનો રાજા પાન્ડુ હતો તેની રાજધાની હસ્તીનાપુરમાં હતી. તેનું ખંડેર આજ પણ દિલીથી ૫૭ માઇલ પર છે. એ રાજાને શ્રાપ થવાથી રાજ તથા પોતાના પાંચ પુત્ર, નામે. યુધીષ્ટીર, ભીમ, અરજુન, નકુલ, અને સહદેવ. જેઓ પાંડવ કહેવાતા. તે પોતાના ભાઇ ધતરાષ્ટ્રને આપી વનમાં ગયો, તે ધતરાષ્ટ્રને ૧૦૦ છોકરા હતા. તેમાં મોટાનું નામ દુર્યોધન હતું તે સર્વે એ વંશમાં પ્રથમ થઇ ગએલા કુરૂ રાજાના નામ પરથી કૌરવ કહેવાતા.

ધતરાષ્ટ્રે યુધીષ્ટરને યુવરાજ ઠરાવ્યો. તેથી દુર્યોધનાદિકને માઠું લાગ્યું. તેથી તેણે પાંડવોને વનમાં જવા ફરજ પાડી. ત્યાં જે ઝુપડાંમાં તેઓ રહ્યા હતા તે કૌરવોએ બાળી નાંખ્યાં. પણ તે આગમાંથી બચી પાંડવો જ્યાં ત્યાં રખડવા લાગ્યા. ને દ્રુપદ રાજાએ પોતાની છોકરીનો ધનુષ વાળે તેને પરણાવવાને કરારે સ્વયંવર કર્યો હતો ત્યાં ગયા, અને તે ધનુંષ અરજુને વાળ્યું; તેથી તે દ્રોપદી નામે કુંવરી પાંચે ભાઇઓને પરણી પછી ધતરાષ્ટ્રે તેને પાછા બોલાવી. અરધું રાજ આપી ઇંદ્રપ્રસ્થ એટલે દિલિમાં વસાવ્યા. પછી યુધીષ્ટીરને કૌરવો એ જુગાર રમાડયા. તેમાં રાજ અને પાંચે ભાઇઓ સુધ્ધાં દ્રુપદિ હાર્યા. તે ધતરાષ્ટ્રે પાછાં અપાવ્યાં. ત્યારે બીજીવાર રમ્યા ; તેમાં પણ હાર્યા. જેથી બાર વરસ સુધી પરદેશમાં રઝળવું પડયું અને દેશ નિકાલની મુદત પુરી થઇ ત્યારે લશ્કર લઇ આવ્યા. અને મોટી લડાઇ થઇ. તેમાં દેવોને દેવતાઇ વીરો પણ સામેલ થયા. અંતે પાંચ પાંડવો સિવાય બધાં મરણ પામ્યાં. ત્યારે પાંડવોએ અશ્વમેધ યજ્ઞ કર્યો. તથા ચક્રવર્ત્તિ રાજા થયા. કૌરવોને મારી નાંખવાનાં ધતરાષ્ટ્ર તેને બહુ મેણાં મારતો. અને અંતે તે ધતરાષ્ટ્ર પોતાના જુના મંત્રીઓ, પોતાની સ્ત્રી, તથા પાંડુની સ્ત્રી ( પાંડવનીમા ) વનમાં જઇ રહ્યાં. ત્યાં વન સળગતાં બળી મુઆં. તેથી પાંડવો પણ ખેદ પામી પોતાની પત્ની સહીત સ્વર્ગમાં જવા નીસર્યાં પણ રસ્તામાં એક પછી એક પડતા ગયા. માત્ર યુધીષ્ટિર તથા તેનો કૂતરો ત્યાં પહોંચ્યાં- ત્યારે સ્વર્ગના રાજા ઇંદ્રે તેડું મોકલ્યું. ત્યારે યુધીષ્ટીરે પોતાના ભાઇઓ તથા સ્ત્રીને બોલવવા માંગણી કરતાં ઇંદ્રે તેને બોલાવી લીધાં. ત્યારે પોતાના કૂતરાને સાથે લઇ આવવા માંગણી

કરી. તે મંજુર ન રહી. ને નરકમાં નાંખ્યા. છેલ્લે તેને સ્વર્ગમાં આવવા દીધા. ને તે બધાં લાંબા વખતથી ત્યાં સુખમાં રહેછે.

એ બધી વાત મહાભારતના ચોથા ભાગમાં છે. અને બાકીના ત્રણ ભાગમાં તો ક્ષત્રીના શૂરની, બ્રાહ્મણોને માન આપવાની વગેરે ધર્મની વાતો છે.

રામાયણ વિષે એમાં અયોધ્યાના રાજા દશરથના વડા કુંવર રામનાં ચરીત્રની વાતછે. એ રામે મીથીલાના રાજા જનકની કુંવરીના સ્વયંવરમાં શીવનું ધનુષ વાળવાથી તેની કુંવરી સીતાને પરણ્યા હતા. એ ધનુષ વાળવાની બધા રાજાએ કોશીશ કરતાં નિષ્ફળ થઇ હતી.

દશરથે રામને યુવરાજ કરવાનું ધારતાં તેની નાની પત્ની કૈકેએ એ ઠેરાવ રદ પાડી. રામ, સીતા, તથા લક્ષ્મણને વનમાં મોકલવાનું તથા પોતાના પૂત્ર ભરતને રાજ આપવાનું દશરથ પાસે કબુલ કરાવ્યું.

પછી રામ વનમાં ગયા, અને જ્યારે તે વાલમીક રૂષીના આશ્રમાં આવ્યા, ત્યારે દશરથ રાજાનું મરણ થયું. તે વખતે ભરતને રાજ આપવા માંડયું. પણ તેનું રામપર બહુ હેત હોતાં રાજ લેવાનું કબૂલ ન કરી રામને તેડવા આવ્યા. જેથી રામે ચૌદ વરસ વનમાં ફરી આવ્યા પછી ગાદીપર બેસવાનું કબૂલ કર્યું. ત્યારે ભરત પાછો વળ્યો.

પછી રામ વનમાં ગયા, ત્યાંથી સીતાના રૂપથી મોહ પામેલો રાવણ નામે રાજા સીતાને ઝાલી મંત્રેલા રથમાં બેસાડી આકાશ માર્ગેથી ચાલ્યો ગયો. તેથી રામે દક્ષિણના મૂળ વતનીનું લશ્કર એકઠું કરી હનુમાનને સીતાની ખબર કાઢવા મોકલ્યો. અને તે

ખબર કાઢી આવ્યા પછી સાંકડા દરિયાંમાં સેતુ બાંધી લંકાપર ચડાઇ કરી. અને રાવણુ તથા તેના કુટુંબને મારી સીતાને પાછી લાવ્યા. એ સીતાએ રાવણના મેહેલમાં રહીને પણુ પોતાનો ધર્મ સાચવ્યો હતો. તે તેણે અગ્ની ધીજથી સિધ કરી આપ્યું. પછી ધામધુમથી અયોધ્યામાં આવી રામે અશ્વમેધ યજ્ઞ કર્યો. પછી કેટલેક વરસે દુકાળ પડયો; તેથી રામને સીતાનાં પતિ વૃત્ત વિષે શક આવતાં; તેને વાલમીક રૂષીના આશ્રમમાં મૂકી દીધી. ત્યાં તેને બે દીકરા થયા.

ત્યાર પછી ૧૬ વર્ષે સીતાને મનાવી પાછી રાજમાં રાખી.

ત્યાર પછી રઘુવંશ કાવ્ય જેમાં સૂર્ય વંશની તથા રામની કથા છે. તે, તથા કુમાર સંભવ કાવ્ય જેમાં યુધ્ધના સ્વામી કારતિકનું જન્મ ચરિત્ર છે. તે રચાયાં. એ કાવ્યો કાળીદાસનાં રચેલાં છે. તે ઇ૦સ૦ ૫૬-૫૭ માં થયેલા માળવાના રાજા વિક્રમાદિત્યના વખતમાં એક પંડિત હતો. એવી દંત કથા છે. તે કાળીદાસે એક સંકુન્તલા નામે નાટક બનાવ્યું છે. તેમાં કોઇ બ્રાહ્મણની પૂત્રીને દુષ્યંત નામે રાજા વનમાં જઇ પરણ્યો; તથા તેને વીંટી આપી. તે વીંટી ખોવાઇ જતાં તે સંકુતલા તથા તેનો પૂત્ર દુષ્યંત પાસે ગયાં તો પણ તેણે ઓળખ્યાં નહીં. છેવટ વીંટી જડયા પછી ઓળખ્યાં.; ને સુખ પામ્યાં. વગેરે વાત છે.

ત્યાર પછી મુચ્છકટી, પંચ તંત્ર, ગીત ગોવિંદ, વગેરે રસયુક્ત પુસ્તકો બન્યાં છે.

ઇતિ.

## પ્રકરણ ૫ મું.

હાલે દુનિઆમાં મોટામાં મોટા ત્રણ ધર્મ છે. ૧ બૌધ. ૨ ખ્રિસ્તિ, ૩ મુસલમાની. તેમાં પણ બૌધ સર્વેથી મોટો છે. તેને માન-

નાર માણસની સંખ્યા આસરે ૫૦ કરોડની છે. તે ધર્મ એક હજાર વર્ષ સુધી તો હિંદમાં પણ જોસબંધ હતો. ને હાલે મંગોળીઆ, ચીન, ટિબેટ, જાપાન, શિઆમ, બ્રહ્મદેશ, અને સિંહલદ્વીપ વગેરે ઠેકાણે છે. એને ઉત્પન્ન કરનાર કપિલ વસ્તુના રાજા સુધ્ધો-દનનો કુંવર ગૌતમ હતો. એનું રાજ કાશીની ઉત્તરે ૧૦૦ માઇલ પર હતું. એ ગૌત્તમને બાલપણુથીજ એકાંતમાં રહેવાની ટેવ હતી. તે જુવાનીમાં બહાદુર નીવડી કોઇ સ્ત્રીના સ્વયંવરમાં પોતાના હરી-ફોમાં ઉંચાઈ મેળવી તેને પરણ્યો. ને દશ વરસ સંસાર ભોગવ્યા પછી તેને કુંવર અવતર્યો ત્યારે તેણે પોતાના પ્રથમનાજ વૈરાગ્યવાળા વિચારને પ્રદિપ્ત કરી ૩૦ વરસની ઉમરે સુવાના ઓરડા આગળથીજ પાછા વળી સર્વે છોડી ચાલી નીકળ્યો, માત્ર એક માણસ સાથે હતો, તેને પણ ઘોડો તથા ઘરેણાં આપી પાછો વાળ્યો. પછી એક ભીખારી સામો મળ્યો. તેને પોતાનો રાજ પોશાક આપી દઈ તેના કપડાં પોતે પેહેર્યાં. પછી પાંચ વર્ષ સુધી પટણા પ્રાંતમાં રહી, બે બ્રાહ્મણો પાસેથી એવું ભણ્યો, કે દેહને દમન કરવું એજ મુક્તિનો માર્ગ છે, તે સિધ્ધ કરવા સારૂ ગયાની પાસેના જંગલમાં છ વર્ષ સુધી પાંચ શિષ્યો સાથે મોટું તપ કર્યું. ત્યાં આજ પણ બુધ્ધ ગયાનું દેરૂં છે. તપ થી તેના શરીરમાં માત્ર હાડકાં રહ્યાં. મુક્તિનો માર્ગ શું હશે એવા વિચારના શોચમાં તે બેભાન થઇ પડી ગયો. એ બેભાનીમાંથી ઉઠયો ત્યારે તેને સર્વે સંશય મટી ગયા. એમ નકી થયું કે તપ વીગેરે મુક્તિના સાધન નથી, પણ ઉપદેશ કર-વાથી મુક્તિ છે. એમ માની ઉપદેશ કરવા લાગ્યો, ત્યારથી તે બુધ્ધ કહેવાયો.

એણે ૩૬ વર્ષની ઊમરથી તે ૮૦ વર્ષની ઊમર સુધી બધા વર્ણના લોકોને જાહેર ઉપદેશ કર્યો. તેમાં પ્રથમ સ્ત્રીઓજ હતી પણ થોડી મુદતમાં ૬૦ ચેલા થયા. તે સર્વેને તેણે ઉપદેશ કરવા મોકલ્યા. પોતે આઠ માસ ઊપદેશ કરવા ફરતો અને ચોમાસામાં વાંસના વનમાં બનાવેલી ઝુંપડીમાં બેસતો. ત્યાં હજારો માણસો ઉપદેશ સાંભળવા આવતાં. છેવટ તેનો બાપ, દીકરો, તથા સ્ત્રીએ- પણ તેનો ઉપદેશ લીધો. ઇ૦ સ૦ પે૦ ૫૪૩ માં વડ નીચે બેશી તે મરણ પામ્યો. તે વખતે શિષ્યોને આ પ્રમાણે બોલ કહ્યા. " હું હવે અનંત નીરવાણ ઇચ્છું છું. તમે ઊમંગી, વીચાર વાળા, તથા પવિત્ર થજો. પોતાના મન પર નિધા રાખજો. જે માણસ શાસ્ત્ર પ્રમાણે દ્રઢતાથી વરતેછે, નીતિ પાળેછે, ને હિમત હારતો નથી, તે ભવસાગર તરેછે. માટે તમે પણ તેમ કરી મુક્તિ પા- મજો."

બુધના સીધાંતો.

૧ મોક્ષ માર્ગ સઘળા માણસને ખુલ્લો છે.

૨ મોક્ષ પોતાની કરણીથીજ થાયછે, માટે યજ્ઞો કરી કલ્પિત દેવોને સંતોષવાની જરૂર નથી.

૩ આગલા ભવમાં જે સુખ, દુઃખ ભોગવ્યાં છે તે, હમણાં ભોગવીએ છીએ તે, તથા હવે પછીના ભવમાં જે ભોગવીશું તે, સર્વે આપણે કરેલાં કર્મોનુંજ ફળછે. માટે આપણું કલ્યાણ કે અ- કલ્યાણ કરવું આપણાજ હાથમાં છે. તેમાં ગુરૂ કે ઇશ્વર કોઇ પણ ફેરફાર કરી શકતું નથી.

૪ સંસાર દુઃખ રૂપ છે. માટે તેથી છૂટી પોતાના આત્માને અખિલાત્મામાં ભેળવી દેવો એ મુક્તિછે.

૫ મુક્તિના મુખ્ય સાધન ૧ નીતિથી વરતવું. ૨ મન ઇંદ્રિઓ વશ રાખવાં, ૩ મનુષ્યપર હેત રાખવું. તથા ૪હિંસા ન કરવી એ છે.

ચંદ્રગુપ્તના પૌત્ર अशोके એ ધર્મને બહુજ આસરે આપ્યો હતો. તેણે તેના ઘણા મઠ બાંધી ૬૪૦૦૦ ગુરૂજીઓને આશરો આપ્યો કહેવાય છે. અને તેણે ચલાવ્યા પ્રમાણે બૌધ્ધ મત દક્ષિણ હિંદમાં પ્રસર્યો. તથા ઈ૦ સ૦ પે૦ ૨૪૪ માં તેના એક પુત્રે એ મતનું એક પુસ્તક સિંહલદ્વિપમાં લઇ જઇ ત્યાં પણ ચાલુ કર્યો. અને ત્યાંથી બ્રહ્મદેશ, તથા આર્કિપેલેગોના ટાપુઓમાં ફેલાયો.

ઇ૦ સ૦ ૪૦ માં થયેલા સીથીઅન રાજા कनिस्के પણ ફરી તેનું શોધન કરાવ્યું. ને તેનાં ભાષાંતર, તાર્તરી, ટિબેટ, ચીન, અને જાપાન વગેરેમાં મોકલી ત્યાં તે ધર્મ ચલાવ્યો. તે સિવાય એ બંને રાજાઓએ વાવ, ધર્મશાળા, પાંજરાપુર, વગેરે પ્રાણી માત્રના સુખ થવાના અનેક ઉપાયો યોજ્યા છે. તથા મરી ગએલા સંતોનાં પુતળાંનાં દેરાં, બનાવ્યાં છે. અને આરજાઓને રહેવાના અપાસરા કરાવ્યા છે.

બુધના મરણ પછી તે ધર્મના ફેલાવ માટે તેની ચાર સભા ભરાઇ હતી.

૧ ઇ૦ સ૦ પે૦ ૫૪૩ માં બુધ મુઓ. ત્યારે પટણાની પાસેની એક ગુફામાં તેનાં વચન એકઠાં કરવા સારૂ ૫૦૦ શિષ્યો ભેગા થયા હતા. તેણે તેનાં વચનના ત્રણ વિભાગ પાડયા. ૧ શિષ્યોને કહેલાં વચન. ૨ બુધ્ધ ધર્મની નીતિના નીયમ. ૩ તેના માર્ગના મત.

૨ ઇ૦ સ૦ પે૦ ૪૪૩ માં તેના મતને વધારે અનુસરનારા

થાત થોડા અનુસારીનો વાંધો પતાવવા માટે ૭૦૦ શિષ્યો એકઠા થયા હતા.

૩ અશોક રાજાએ તેનો પુરો ભક્ત થઇ ૧૦૦૦ વડીલોની તે ધર્મ વધારવા માટે પટણામાં સભા ભરી નીચે પ્રમાણે ઉપાયો કર્યા.

૧ બૌધ માર્ગનો નીર્ણય કરવાને લોકોની સભા ભરી.

૨ તેનાં મૂળ તત્વોનાં જાહેરનામાં પ્રગટ કર્યાં.

૩ તેને ચોખો રાખવા માટે અધિકારીઓ નીમ્યા.

૪ ઉપદેશ કરવાને સાધુઓ ફેલાવી મુકયા.

૫ એ શાસ્ત્રનું પ્રમાણિક શોધન કરાવ્યું.

૪ સીથીઅન રાજા કેનીરકે પણ સભા ભરી હતી. તે ચોથી સભા.

કેટલાક લોકો એમ કહેછે કે બુધ નામનો કોઇ પુરૂષ થયોજ નથી. બાકી કપિલ મુનીના સાંખ્ય શાસ્ત્રપરથી એ પંથ નીકળ્યોછે.

બુધ ધર્મ ઘણો ફેલાયો હતો. તોપણ બ્રાહ્મણ ધર્મનો છેક નાશ થયો નહોતો. કેમકે ઇ૦ સ૦ ૬૩૪ માં શિલાદિત્ય રાજાએ તમામ સાધુઓ તથા વિદ્વાન બ્રાહ્મણોની સભા કરી હતી. તેમાં બુધની મુર્તિ, શિવની મૂર્તિ, તથા સૂર્યની મૂર્તિ, એ ત્રણેની સ્થાપના ઠરાવી હતી. એ શિલાદિત્ય એવોતો દાનેસરી હતો કે દર પાંચ પાંચ વર્ષે પોતાનો તમામ ખજીનો દાન કરી દેતો. તે બૌધ્ધ સાધુઓ, બ્રાહ્મણો, અને વૈરાગીઓ વગેરે બધાને આપતો. અને દાનને છેલ્લે દિવસે પોતાનો રાજ પોશાક પણ ઉતારી આપી દેતો. ને પોતે ફાટલ પોશાક પેહેરતો.

રાજાઓએ આશરો આપેલો એક નલન્દનો મોટો અપાસરો હતો તેમાં દશ હજાર જતીઓ ભણતા હતા. તેઓ તત્વ જ્ઞાન, ધર્મ, અને કાયદા વગેરેમાં કુશલ હતા.

ઈ૦ સ૦ ૮૦૦ પછી પાછો બ્રાહ્મણ ધર્મ પ્રબળ થયો. અને બૌધ્ધ ધર્મ ઘણું કરી હિંદમાંથી જતો રહ્યો. તોપણ તેના કેટલાક રીવાજો બ્રાહ્મણ ધર્મમાં બેશી રહ્યા. એટલુંજ નહીં. પણ જૈન નામે તેનાજ ફાંટા રૂપ વિશેષ ધર્મ હજી હિંદમાં છે તેમાં ૫૦૦૦૦૦ માણુસની સંખ્યાછે. એ લોકો પણ કઠણ નીતિ પાળેછે, જીવને મારતા નથી. કર્મ પ્રમાણે અવતાર માનેછે. અને ૨૪ ભૂતકાળ માં થઇ ગએલા, ૨૪ વર્તમાન કાળમાં થએલા, ને ૨૪ ભવિષ્ય કાળમાં થનારા જીન ને માને છે. તેનાં મંદિરો માટે સારી ઝાડી- વાળાં સુંદર વન, કે ડુંગર પસંદ કરેછે. ને તેપર ધોળા આરસ કે છોનાં દેવળ બાંધી તેમાં મનુષ્યથી પણ મોટા કદની જીનની મૂર્તી બેસાડે છે. તથા પાંજરાંપુર વગેરે ધર્મના કામને આશરો આપેછે. એ ધર્મમાં ઘણો ખરો વાણીઆ જાતીનો વેપારી વર્ગછે.

ઇતિ.

## પ્રકરણ ૬ ઠું.

હિંદમાં ગ્રીક લોક આવ્યા ત્યારથી બેનો પરદેશની સાથેના સંબંધનો ઇતિહાસ શરૂ થાયછે તે પહેલાં પણ ભૂમધ્ય સમુદ્ર સુધી થોડો ઘણો વેપાર ચાલતો. વળી ઇબુઆઇબલમાં હિંદમાં પેદા થતી કેટલીક વસ્તુઓની ટીપ લખીછે. તેમજ हेकातेयास. हेरोदोतस. वेश्रक्रतोशीयस. વગેરેએ તેની થોડી ઘણી બીના લખીછે. તેપરથી યુરોપને તે વખતે પણ હિંદ સંબંધી થોડી ઘણી ખબર હોવાનું કહેવાયછે. પણ ઇ૦ સ૦ પે૦ ૫૨૭ માં મોસેડનના પાદશાહ सीकंदर ની સાથે ગયેલા ઇતિહાસ કરનારાઓના લખાણથી યુરોપને વધારે જ્ઞાન થયુંછે.

એ સીકંદર તાકશીલીશ લોકોના મુલકમાંથી પ્રથમ વગર હરકતે પંજાબમાં આવ્યો તે વખતે કેટલાંક પરગણાંના રાજાઓએ

સામે થવાને બદલે ઉલટી મદદ કરી. પણ પૌરશ નામે રાજા તેને સામો થયો ને લડયો. પણ તેના રથો કાદવમાં ધચી ગયા, હાથીઓ પાછા વળ્યા, ને પોતાની ફોજનેજ કચરવા લાગ્યા. તથા પોતાનો કુંવર મરણ પામ્યો. જેથી અંતે શરણ થવું પડયું. એટલે સીકંદરે તેનું રાજ પાછું આપી. જય સ્થળે પોતાના મરણ પામેલા ઘોડાના નામપરથી बुकेफला અને બીજું नीकाया (મૌગ.) નામે ગામ વસાવ્યાં. પછી ગંગાતરફ જવા તેનો વિચાર હતો. પણ ફોજની ખુશી ન હોતાં તેમાંના ૮૦૦૦ માણસોને દરિઆ વાટે સ્વદેશ મોકલી પોતે સિંધ તરફ ગયો. તેમાં માલી લોક જોડે લડાઈ કરતાં તેને સખત ઘા વાગ્યા. પણ અંતે તેણે ત્યાં અચલ સતા જમાવી એક સૂબો નીમ્યો. અને सिकंद्रीआ તથા पतल (હૈદ્રાબાદ.)નામે શેહેરો વસાવી; નવાં ઘડેલાં વાહાણોમાં બેસાડી કેટલીક ફોજને आर्किनी ની સરદારી નીચે મોકલી દીધી. અને પોતે ઇ૦સ૦ પે૦ ૩૨૫ માં ઇરાનની વાટે સ્વદેશ ગયો. તેમાં એ વાટે તેને ઘણુંજ દુઃખ પડયું. ને ઇ૦ સ૦ પે૦ ૩૨૩ માં મરણ પામ્યો. તેવારે હિંદ તથા બાકત્રીયા તેના પ્રધાન सेल्युकशे કબજે કર્યા.

ગંગાના પ્રદેશમાં કાંઇ નામોશીનું કામ કરવાથી દેશવટો પામેલા चंद्रगुप्त નામે પુરૂષે લુટારાઓની મદદથી, નંદકુળ નાશ પામતાં મગધ દેશ કબજે કર્યો. ને ઇ૦ સ૦ પે૦ ૩૧૬ થી તે ૨૯૨ સુધી રાજ કર્યું. અને સિંકદરના પ્રધાન સેલ્યુકશે ઇ૦ સ૦ પે૦ ૩૧૨ થી તે ૨૮૦ સુધી સિરિઆમાં રાજ્ય કર્યું. એ બંનેના રાજની હદ લગોલગ આવી જતાં. સેલ્યુકશે પંજાબ તથા કાબુલની ખીણનો મુલક ચંદ્રગુપ્તને વેચાતો આપી. પોતાની દીકરી પરણાવી તથા તેના રાજમાં મેઘાસ્થેનેશ નામે એલચી રહેવાનો કરાર કરી સલાહ કરી.

**મેગાસ્થેનેશે. કરેલું હિંદનું વર્ણન.**

એમાં ચાર વર્ણ તથા સાત જાતો (૧ તત્વ જ્ઞાની, ૨ ખેડૂત, ૩ ભરવાડ, ૪ કારીગર, ૫ જુધ કરનાર, ૬ ચોકશી રાખનાર, ૭ રાજ મંત્રી.) હતી. એ લોકો એશિઆના બધા લોકો કરતાં શૂરા હતા. બારણે તાળું વાસતા નહીં. કદી જુઠું બોલતા નહીં. નશો પીતા નહીં. તથા ઊદ્યોગી, હુન્નરી, અને લડવૈયા હતા. તેની સ્ત્રીઓ પણ પતિવ્રતા હતી. તેઓ મનુસ્મૃતીમાં લખ્યા પ્રમાણે પોતાનો રાજ વહીવટ ચલાવતા.

સિકંદરના પછી પણ ગ્રીક લોકોએ હિંદપર સ્વારીઓ કરીછે. પણ કોઇ મુલક જીત્યો નથી. ઇ૦ સ૦ પે૦ ૨૫૬ માં સેલ્યુકશના પૌત્ર આંતીઓખશે ચંદ્રગુપ્તના પોત્ર અશોક જોડે કરાર કર્યા હતા. એમ છેવટ ઇ૦ સ૦ પે૦ ૧૮૧ સુધી એ લોકોએ હિંદપર સ્વારીઓ કરીછે. પણ કોઇએ રાજ સ્થાપ્યું નથી.

આપણા દેશમાં ખગોળ વિદ્યા, તથા કોતરણી કામ, જે હાલ જોવામાં આવેછે. તે એ ગ્રીક લોકોએ આણેલી વિદ્યાછે.

ઇતિ.

## પ્રકરણ ૭ મું.

ઇ૦ સ૦ પે૦ ૩૦૦૦ વર્ષપર આર્ય લોકોની ૧ શાખા યુરોપમાં, અને એક હિંદમાં આવી.

ઇ૦સ૦ ૧૨૬ માં યુ જાતના શક લોકોએ હિંદમાંથી ગ્રીક ઓલાદના રાજવંશને કાઢી મૂકયો. અને તેણે ઇ૦સ૦ની શરૂઆતમાં ઊત્તર હિંદની લગભગ બળવાન રાજ સ્થાપ્યું. તે લોકોનો કનીષ્ક નામે રાજા ઇ૦સ૦ ૪૦ માં કાશ્મીરમાં રાજ્ય કરતો હતો. તેણે કબુલ કર્યા પ્રમાણે બૌધ્ધ ધર્મ ઉત્તર હિંદમાં

અને અશોકે કબૂલ કર્યા પ્રમાણે બૌધ્ધ ધર્મ દક્ષિણ હિંદમાં ચાલતો થયો.

શક લોકોએ પણ બૌધ્ધ ધર્મ માન્યો. તેમનામાં ગેટે તથા દાહે નામે જાતો હતી. હમણાં પણ જાટ લોકો ગેટેની ઓલાદના અને ઘે લોકો દાહેની ઓલાદના છે. એ જાતો પંજાબ અને ઉત્તર હિંદમાં ઘણી છે. કેટલાક લોકો બુધને પણ શક માને છે. ત્યાર પછી ધીમે ધીમે શકલોકો નબળા થવા લાગ્યા.

ઇ૦સ૦પે૦ ૫૭માં માળવાના ઉજ્જન શેહેરમાં વિક્રમાદિત્ય (પરાક્રમનો સુરજ.) થયો તે મહાવીર અને વિદ્વાન હતો. અને શકારી (શક લોકોનો દુસ્મન.) કહેવાતો. એના નામથી સંવત ચાલે છે. તેની સભામાં નવ રત્ન કહેવાતા. હાલમાં સારા સાર નાટક, તથા કાવ્યના ગ્રંથો છે. તે એ રત્નોના રચેલા કહેવાય છે. તેઓ ઘણા વિદ્વાન અને તત્વ જ્ઞાની હતા.

ઇ૦સ૦ ૭૮ માં શક લોકોને સામો થનાર બીજો રાજા પેઠણ નગરમાં શાલીવાહન થયો. એના નામથી પણ શક ચાલે છે. ત્યાર પછીના ૫૦૦ વર્ષમાં શક લોકની સાંમે ઝઘડો કરનારા ત્રણ મોટા રાજા હતા.

૧ ઇ૦સ૦ ૬૦ થીતે ૨૩૫ સુધી મુંબઇની વાવ્ય ખુણમાં શાલ્હ કુળના રાજા.

૨ ઇ૦સ૦ ૩૧૯ થીતે ૪૭૦ સુધી અયોધ્યામાં અને ઉત્તર હીંદમાં થએલા ગુપ્ત કુળના રાજા.

૩ ઇ૦સ૦ ૪૮૦ થીતે ૭૭૨ સુધી ગુજરાતમાં રાજ કરનારા વલ્લભીપુરના રાજા હતા. હેને આરબોએ સિંધપર ચડી આવી નાશ કર્યા.

ઇતિ.

# પ્રકરણ ૮ મુ.

હિંદની વસ્તી મુળ ત્રણ લોક મળી બનેલીછે. ૧ અનાર્ય. ૨આર્ય. અને ૩ શક.

૧ **અનાર્યવિષે.** અનાર્ય લોક હિંદના અસલ વતની તેઓ શિકાર વડે જીવતા. ને બે ત્રણ, ભાઇઓ વચ્ચે ૧ વહુ પરણતા. દાનવોને પૂજતા. અને પીશાચ., ખવીસ, વગેરે દુષ્ટ જીવોથી બચવા સારૂ માણસો અને પશુઓનું બળીદાન આપતા. એવો તેનો ધર્મ હતો.

૨ **આર્યવિષે.** ઇ૦સ૦પે૦ ૩૦૦૦ વર્ષપર મધ્ય એશિઆમાંથી આવ્યા. તેઓ એક વહુ પરણતા. ખેતીનો ધંધો કરતા. અને કુલાચાર તથા વારસાની બાબતમાં હમણાની પેઠેજ વરતતા. દૈવને, હિતકારી દેવોને પૂજતા.

૩ **शकलोको विषे.** શકલોકો ભરવાડ કે ગોવાળીઆ હતા. તેઓ મધ્ય એશિઆના, જંગલમાં. પોતાના ઢોર સહીત ભટકતા ને લડાઇઓ કરતા. છેવટ આર્ય લોકોમાં સુધારો થયો. તે એકે તેમાંની બ્રાહ્મણ જાતે વિદ્યા તથા ધર્મ ઊત્પન કર્યા. વૈશ જાતે ખેતીમાં સુધારો કર્યો. ક્ષત્રી જાતે અનાર્યોને જીત્યા. ઇ૦ સ૦ પે૦ ૫૦૦ ને સુમારે બૌધ્ધ ધર્મ શાક્ય મુનીએ ( ગોતમે. ) કાઢયો. ને આર્ય, અનાર્ય, તથા શક એ ત્રણેને એ ધર્મવાળાઓએ એકત્ર કરવા માંડયા.પણ બ્રાહ્મણો પોતાનો જુનો વેદ ધર્મ નાશ પામવાથી તેની સામા થયા. ને આઠમાં સૈકામાં બિહારમાં કુમારીલભટ થયા. તેણે ફરી વેદ ધર્મ સ્થાપન કર્યો. તથા દક્ષિણના એક રાજાને શીખવી કેટલાક બુધ ધર્મીઓનો નાશ કરાવ્યો.

આર્યમાં જાતી ભેદો ઘણા છે. તેમાં બ્રાહ્મણોમાં દશ જાત છે. વિંધ્યાચળની ઉત્તરમાં પાંચ જાતના ગૌડ ને દક્ષિણમાં પાંચ

જાતના દ્રાવિડ છે વળી ધંધો તથા રેહેઠાણપરથી પણ જાતો થઇ છે. જેમકે લુગડાં શીવવાનો ધંધો કરે તે સઇની જાત તથા કનોજ દેશમાં રહે તે કનોજીઆની જાત કહેવાય.

તેમાં ઊંચી જાત નીચી જાતનું ખાતી નથી. બ્રાહ્મણ, ક્ષત્રી, વૈસ્ય, એ ત્રણ જાત દ્વીજ કહેવાય છે. તે જનોઇ પેહેરે છે. તથા પોતાને શાસ્ત્રના અધીકારી માને છે. અને ચોથી જાત શૂદ્રને જનોઇ પેહેરાવતા નથી. તથા શાસ્ત્ર સંભળાવતા નથી.

એ લોકોમાં દયા તથા ઊદારતા બૌધ્ધ ધર્મમાંથી આવ્યાં છે. અને લાકડાનું ઠુંઠું, અનઘડ પથરા, તથા ઝાડની પૂજા કરવાની ચાલ અનાર્ય લોકોમાંથી આવી છે. ઈ૰ સ૰ ૭૦૦ પછી થએલ ભકતોના ચરિત્રનો भक्तमाळा નામે ગ્રંથ નાભાજીનો રચેલો છે. તેમાં અદભૂત કથાઓ છે.

ઇ૰ સ૰ ૮૦૦ માં મલબારમાં शंकराचार्य જનમ્યા. તેણે કાશ્મીર સુધી ઊપદેશ કરી બૌધ્ધ ધર્મ નાશ કર્યો. અને બત્રીશ વર્ષે કેદારનાથમાં શરીર મૂક્યું. એણે ઊંચા વર્ણને શુધ્ધ વેદાંત (તત્વ જ્ઞાન) નો ઊપદેશ કર્યો. અને નીચા વર્ગના લોકોને ચોખા તથા ફળથી શિવલિંગની પૂજા બતાવી. તથા મહાદેવજીનેજ સર્વજ્ઞ ઇશ્વર મનાવ્યા. એ પંથને તેના શિષ્યોએ સારી રીતે જાલવી રાખ્યો. મહાદેવજીની સ્ત્રી ઉમા, તેનું વાહન પોઠાઓ, તેનાં પાંચ મુખ. હાથમાં ત્રીશૂલ. માથાઊપર ગંગાનું ચીન્હ, સરપની માળા વગેરે માનેલું છે. તે મહાદેવનાં તેર સ્વરૂપ માન્યાં છે. તેમાં ઊગ્ર સ્વરૂપ भैरव નું છે. તેને અધમ લોક પૂજે છે. અને માણુસ તથા પશુઓનું બળી ચડાવે છે. તેની સ્ત્રી कालीका માને છે.

બીજો દેવ વિષ્ણુ છે. તેના ચોવીશ અવતારો માન્યા છે. તેમાં સાતમો રામનો અને બાવીશમો કૃષ્ણનો મોટો છે. તેનું વર્ણન

રામાયણ અને મહાભારતમાં છે. કૃષ્ણ ગીતામાં ગવાય છે. અને જગતના સ્વામી તરીકે જગન્નાથપુરીમાં પૂજાય છે. અઢાર પૂરાણોમાં હિંદુના ત્રણ દેવ ( બ્રહ્મા, વિષ્ણું, અને મહાદેવ. ) નું વર્ણન છે. તેમાં કેટલાંક પૂરાણોમાં એ ત્રણમાનાં કોઇ દેવને અને કેટલાંકમાં કોઇ દેવને અદ્વીતીય બ્રહ્મ માન્યા છે. તેમાં વિષ્ણું પૂરાણમાં વિષ્ણુંનુંજ વર્ણન છે. ઇ૦ સ૦ ૧૧૫૦ માં रामानुजस्वामी થયા. તેણે વૈષ્ણવ મત ચલાવ્યો. તેને દક્ષિણનો ચોલા રાજા સામો થયો. તેથી તેણે મહીશૂર જઇ ત્યાંના જૈન રાજાની દીકરીના શરીરમાંથી ભૂત કઢી તેની મદદથી સાત, આઠ, મઠ બાંધ્યા. જેમાંના ચાર હજી છે. પછી તેરમા, ચૌદમા, સૈકામાં રામાનુજથી પાંચમાં આચાર્ય रामानंद થયા. તે કાશીના મઠમાં રેહેતા. તેણે મુખ્ય બાર શિષ્યો કર્યા. તેમાં હલકા વર્ણના શિષ્યો પણ હતા. પંદરમા સૈકામાં રામાનંદનો બારમો ચેલો कबीर થયો તેણે "મુસલમાનનો અલ્લા અને હિંદુનો રામ એ બંને એકજ છે. અને તે આપણા અંતશકરણમાં રહેછે" એવો બોધ કરી હિંદુ, મુસલમાનને એક કરવાનો પ્રયત્ન કર્યો. चैतन्य पंथ ચૈતન્ય નામે પુરૂષ ઇસ્વી સન ૧૪૮૫ માં બંગાળાના નદીઆ ગામમાં કોઇ બ્રાહ્મણને ઘેર જનમ્યો હતો અને એક ભકતની દીકરીને પરણ્યો હતો એ પચીસ વર્ષે સંસાર મુકી ઓઢીઆમાં આવી ઉપદેશ કરવા લાગ્યો. તેનો મત એવો હતો કે બધાને ભજન કરવા અધિકારછે માટે પુર્ણ આસ્થા રાખી ભજન અને ધ્યાન કરવુ તેથી મુકિત થાયછે. મુકિત થાવી એટલે દેહના કલંકથી છુટવું.

ગુરૂઓને પીતા પ્રમાણે માનવા પણ ઇશ્વિર પ્રમાણે માનવા નહીં. એના પંથવાળા પરણેલા તથા કુંવારા બંને હોયછે ને ઓરીષામાં તેનાં મંદિરની આસપાસ કુટુંબ સુધ્ધાં રહ્યાછે તેના મ-

કમાં બાવા તથા બાવીઓ બંને સાથે મળી કૃષ્ન તથા ચૈતન્યની ભકતી કરેછે ને ચૈતન્યને પણ ભગવાનનોજ અવતાર માનેછે બાવીઓ એક લટ રાખી બાકીનું માથું મુંડાવી નાંખેછે તથા ખાનગી ગૃહસ્થોની સ્ત્રીઓને ભણાવેછે ત્યાર પછી ઇસ્વીસન ૧૫૨૦ માં વલભસ્વામી થયા તેણે એવો ઉપદેશ કર્યોકે ગોવાળના વેસ વાળા કૃસ્ન તથા રાધા વગેરે ગોપીઓની લીલાનું ભજન કરવું. ને તપ વૈરાગ્ય વગેરે કરવાની જરૂર નથી કેમકે સંસારના સર્વે ઉપભોગ લેવા યોગ્યછે તે લેવા અને દીવસમાં આઠ વાર કૃસ્નની પૂજા કરવી તેમાં સુંદર સ્ત્રી ભાત ભાતનાં મીષ્ટાન, તથા અતર ફુલેલ, વગેરે મોજ શોકના પદાર્થોનો પણ ઉપયોગ કરવો.

એ ધર્મના ગુરૂઓ પણ ઘણાજ મોજ શોખી હોયછે ને તેના સેવકો ઘણું કરી વેપારીઓ છે.

હિંદુ ધરમનું મૂળ કહેવા માત્ર તો વેદછે, પણ વેહેવારમાં ચાલતો ધર્મ ઘણા મૂળવાળો છે. તેમાં ઘણો કેળવાએલો બ્રાહ્મણ એકેશ્વરી મતનોછે, ઓછો કેળવાયેલો બ્રાહ્મણ શીવ કે વીષ્ણુંને ઇષ્ટ દેવ ગણી માનેછે, સાધારણ બ્રાહ્મણ શીવ લીંગને માનેછે, મધ્યમ વર્ગના લોકો વીષ્ણુંના કોઇ અવતારને માનેછે ને નીચ વર્ણ સંહાર કરનારા ભયંકર શીવના રૂપને, કે કાલીને માનેછે.

ઇતી.

## પ્રકરણ ૯ મું.

ઇસ્વી સન ૧૦૦૦ થી મુસલમાન લોકો હિંદપર સ્વારીઓ કરવા લાગ્યા તેણે હિંદુ ધર્મને નાશ કરવા ઘણાજ ઉપાય લીધા પણ છેક નાશ પામ્યો નહીં. આજ પણ દક્ષિણ હિંદના ઘણા ખરા લોક તથા બાકીના ભાગના કેટલાક લોક હિંદુ ધર્મ પાળે છે.

એ મુસલમાનોની સાલવાર નોંધ નીચે બતાવીછે.

ઇસ્વી સન ૧૦૦૧ થી તે ૧૮૫૭ સુધી એકંદર મુસલમાનોનો અમલ રહ્યો તેમાં નીચે પ્રમાણે વંશના રાજાઓ થયા.

૧૦૦૧ થી તે ૧૧૮૬ સુધી ગીઝની વંશના મહમદથી તે ખુસરૂ સુધીનો અમલ.

૧૧૮૬ થી તે ૧૨૦૬ સુધી ગોરી વંશના મહમદ ગોરી (સાહાબુદીન ગોરી) નો અમલ.

૧૨૦૬ થી તે ૧૨૯૦ સુધી ગુલામ વંશના કુતબુદીનથી તે કૈકુબાદ સુધીનો અમલ તેમાં *

૧૨૦૬ થી ૧૨૧૦ સુધી કુતબુદીન
૧૨૧૦ થી ૧૨૧૦=આરામ
૧૨૧૦ થી ૧૨૩૫=અલ્તમસ
૧૨૩૫ થી ૧૨૩૬=રૂકનુદીન
૧૨૩૬ થી ૧૨૩૯=રજીઆબેગમ
૧૨૩૯ થી ૧૨૪૧=બેરાંમ
૧૨૪૧ થી ૧૨૪૬=મસુદ
૧૨૪૬ થી ૧૨૬૫=નાસરૂદીન
૧૨૬૫ થી ૧૨૮૭=બલબન
૧૨૮૭ થી ૧૨૯૦=કૈકુબાદ

૧૨૯૦ થી તે ૧૩૨૦ સુધી ખીલજી વંશના જલાલઉદીનથી તે ખુસરૂ સુધીનો અમલ તેમાં

૧૨૯૦ થી ૧૨૯૫ સુધી જલાલઉદીન
૧૨૯૫ થી ૧૨૯૫ „ ઇબ્રાહિમ

* બધી વંશાવળી ભરતખંડના ઇતિહાસમાંથી આપી છે.

૧૨૯૫ થી ૧૩૧૫ સુધી અલાઉદ્દીન
૧૩૧૫ થી ૧૩૧૬ ,, ઉમર
૧૩૧૬ થી ૧૩૨૦ ,, મુબારક
૧૩૨૦ થી ૧૩૨૦ ,, ખુસરૂખાં ટેડો

૧૩૨૦ થી તે ૧૪૧૪ સુધી તઘલખ વંશના ગ્યાસુદ્દીનથી તે મહમદશા સુધીનો અમલ તેમાં

૧૩૨૦ થી ૧૩૨૫ સુધી ગ્યાસુદ્દીન
૧૩૨૫ થી ૧૩૫૧ ,, મહમદ ગાંડો
૧૩૫૧ થી ૧૩૮૮ ,, ફીરોજશાહ
૧૩૮૮ થી ૧૩૮૯ ,, ગ્યાસુદ્દીન બીજો
૧૩૮૯ થી ૧૩૮૯ ,, અબુબકર
૧૩૮૯ થી ૧૩૯૨ ,, નાસરૂદીન
૧૩૯૨ થી ૧૩૯૨ ,, સીકંદર
૧૩૯૨ થી ૧૪૧૨ ,, મહમદશા
૧૪૧૨ થી ૧૪૧૪ ,, દોલતખાંલોદી (એણે તૈ-
મુરના નામથી અમલ કીધો.)

૧૪૧૪ થી તે ૧૪૫૦ સુધી દીલ્લીના રાજનો ઓછો થઇ ગએલો અધીકાર સૈયદોએ ચલાવ્યો.

૧૪૫૦ થી તે ૧૫૨૬ સુધી લોદીવંશનો અધિકાર ચાલ્યો તેમાં

૧૪૫૦ થી ૧૪૮૮ સુધી બેલેલલોદી
૧૪૮૮ થી ૧૫૧૭ ,, સીકંદરલોદી
૧૫૧૭ થી ૧૫૨૬ ,, ઇબ્રાહિમ લોદી

૧૫૨૬ થીતે ૧૮૫૭ સુધી મુગલાઇ રાજનો અમલ તેમાં

૧૫૨૬ થીતે ૧૫૩૦ સુધી બાબ

૧૫૩૦ થી ૧૫૫૬ સુધી હુમાયુ (વચમાં ૧૫૪૦થીતે ૧૫૫૫ સુધી અફગાનોએ હું માયુને કાઢી મુકી અમલ કીધોછે. )

૧૫૫૬ થી ૧૬૦૫ „ મહાન અકબર
૧૬૦૫ થી ૧૬૨૭ „ જહાંગીર
૧૬૨૭ થી ૧૬૫૮ „ સાહજાં
૧૬૫૮ થી ૧૭૦૭ „ ઔરંગજેબ ( આૅલમગીર)
૧૭૦૭ થી ૧૭૧૨ „ બહાદુરશા
૧૭૧૨ થી ૧૭૧૩ „ જહાંદારશા
૧૭૧૩ થી ૧૭૧૮ „ ફરોકસીર
૧૭૧૮ થી ૧૭૪૮ „ મહમદશા
૧૭૪૮ થી ૧૭૫૪ „ અહમદશા
૧૭૫૪ થી ૧૭૫૯ „ આલમગીરબીજો
૧૭૫૯ થી ૧૮૦૬ „ સાહાઆલમબીજો
૧૮૦૬ થી ૧૮૩૪ „ અકબર બીજો
૧૮૩૪ થી ૧૮૫૭ „ મહમદશા બહાદુરશા

ઇસ્વીસન ૫૭૦ માં મકામાં જન્મેલા મહમદ પેગંબરે ઇસ્લામી કે મુસલમાની ધર્મ કાઢયો તે ઇસ્વીસન ૬૩૨ માં મદીનામાં મુઓ તે પછી ઓસમાને ઇસ્વીસને ૬૩૬ માં ભરૂચપરને ૬૬૨ તથા ૬૬૪ માં સિંધ પર સ્વારીઓ મોકલી હતી પણકાંઈ વળ્યુ નહીં પછી ઇ૦સ૦૭૧૨ માં કોઇ હિંદી બંદરવાળાએ કબજે કરેલં આરબી વહાણની નુકસાની લેવા महमदकासमे સિંધ પર સ્વારી કરી થાણાં બેસાડયાં પણ ૭૧૪માં તે મુઓ જેથી આગળ વધાયું નહીં. એ લડાઇમાં હિંદુઓનાં બૈરાં છોકરાં પ્રથમ ચીત્તા ખડકી બળી મૂઆં પછી રજપૂતો મોતની બીક ન રાખી તુટી પડયાને એકેએક નાશ થયા એવીજ રીતના શૂરવીર રજપૂતો સિંધુ તથા જમનાના પ્રદે-

શમાં, તથા બીહારમાં રાજ કરતા હતા તેમજ કેટલાક બૌધ મતના અને દક્ષિણમાં પાંડય, ચૌલા વગેરે રાજાઓ હતા જેથી મુસલમાન લોકો હિંદમાં પ્રવેશ કરી શક્યા નહીં પણ પશ્ચિમમાં એશિઆ આફ્રિકા તથા દક્ષિણ યુરોપ સુધી પહોંચી વળ્યા હતા. છેવટે ઈ૦ સ૦ ૯૭૭ માં પંજાબની સરહદપર પઠાણ લોકો ધાડ પાડતા તેથી પંજાબની રાજા जयपाळे તેમના ગીઝનીમાં વસનારા બાદશાહ सबक्तगीन પર સ્વારી કરી તેવામાં ભારે વાવાઝોડું થયું તેનો લાભ લઇ સબક્તગીને તેને પાછો જવાનો માર્ગ બંધ કર્યો તેથી જયપાળ ૫૦ હાથી આપીને તથા અઢીલાખ રૂપીઆ પાછળથી મોકલવાની કબુલત આપીને છૂટો થયો, પણ તે રૂપીઆ મોકલાવ્યા નહીં જેથી સબક્તગીને ચડીઆવી તેને હરાવ્યો ને પેસાવરના મુલકમાં થાણું બેસાડયું પછી ૯૯૭ માં સબક્તગીન મુઓ ત્યારે તેનો છોકરો महमद ગાદીએ બેઠો તેણે પોતાનું રાજ ઘણું વધાર્યું તથા હિંદપર ૧૭, સ્વારીઓ કરી.

૧ ઈ૦ સ૦ ૧૦૦૧ માં પંજાબ પર કરી જયપાળને હરાવ્યો તેથી જયપાળ પોતાના પૂત્રને રાજ આપી બળીમૂઓ.

બીજી ઇગ્યાર સ્વારીઓ પણ તેણે પંજાબનો દક્ષિણ ભાગ જીતવા માટે કરી. સ્થાનેશ્વર તથા નગરકોટનાં દેવળોમાંથી ઘણું દ્રવ્ય લઇ ગયો. તેની આઠમી સ્વારી વખતે ઘણાં હિંદુ રાજ એકત્ર થયાં હતાં તથા પહાડી ગખ્ખર વગેરે લોકો પણ મદદે આવ્યા હતા તથા સ્ત્રીઓએ પોતાનાં ઘરેણાં તથા રૂકાંતવાથી એકઠા કરેલા પૈસા પણ મદદ માટે આપી દીધા હતા પણ અંતે મહમદનો જય થયો.

૧૪ કાસ્મીર પર ચડાઇ કરી પણ જીત મળીનહીં.

૧૫-૧૬-૧૭ કનોજ, ગ્વાલીઅર, તથા સોમનાથ લુટવાને

કરી હતી તેમાં સોમનાથમાંથી તેને ઘણું દ્રવ્ય મળ્યું. મૂર્તિ ભાંગી તેમાંથી પણ ઘણું દ્રવ્ય નીકળ્યું ને એ મૂર્તિના કકડા મકે લઇ જઇ મસીદમાં ચણાવ્યા. એ છેલ્લી સ્વારી ૧૦૨૪ માં કરી હતી એનો સ્વારી કરવાનો મુખ્ય હેતુ માત્ર લૂંટ તથા મૂર્તિ તોડવાનો હતો તે પાર પાડી પંજાબ ખાલસા કરી ૧૦૩૦ માં તે મુઓ. મુસલમાની ગ્રંથોમાં એનાં ઘણાં વખાણ છે.

એ મહમદને તથા તેના વંશજોને ગોરી વંશ સાથે બહુજ વેર ચાલતું તેથી ઇ૦ સ૦ ૧૧૫૨ માં ગોરી સુલતાને ગીઝની લઇ મહમદની ઓલાદનાં ગળાં કાપી તેના લોહીના ગારાથી પોતાના ગામનો કોટ બંધાવ્યો. છેવટે મહમદના વંશનો છેલો રાજા ખુશરૂ પંજાબમાં સંતાયો ત્યાંથી પણ મહમદ ગોરી એ ૧૧૮૬ માં કાઢી મૂકીને પોતે હિંદપર સ્વારીઓ કરી. ૧ સ્વારી ૧૧૯૧ માં કરી ત્યારે સ્થાનેશ્વર આગળ મોટી લડાઇ થઇ તેમાં હાર્યો ને સખત જખમી થઇ જીવ લઇ નાઠો અને પંજાબમાં જઇ લશ્કર જમાવવા મંડયો એટલામાં હિંદુઓમાં કુસંપ પેઠો. એક દિલ્હી તથા અજમેરનું રાજ અને બીજુ કનોજનું રાજ એ બને પોતાને શ્રેષ્ટ માનતાં હતાં. તેમાં દિલ્હીના રાજાએ પૃથ્વીનો રાજા એવું નામ ધાર્યું અને કનોજના રાજાએ અશ્વમેધના જેવો ઓછવ કરી ચક્રુ વાર્તિ થવા તથા તે પ્રસંગે પોતાની કુંવરીનો સ્વયંવર કરવા ધારી કેટલાક રાજાઓને બોલાવ્યા તેમાં દીલ્લી પતીનો એ કન્યાપર પ્રેમ હતો તોપણ બારણે આવી ઉભવાથી નાનાઇ થાય એમ જાણી તે આવ્યો નહીં તેથી કનોજ પતીએ તેના નામનો ચાડીઓ બનાવી બારણે ઉભાડયો પણ કન્યાએ એ ચાડીઆનેજ વર માળા પેરાવતાં સંતાઇ ઉભેલો દીલ્લી પતી તેને ઘોડે બેસાડી

લઇ ગયો તે વાંસે કનોજ પતી ચડયો તથા મહમદ ગોરીને પોતાની મદદે બોલાવ્યો જેથી તે પાછો ચડી આવ્યો.

૨ બીજી સ્વારી ૧૧૯૩ માં કરી તેવખત હિંદુઓ સંપ કરી શકયા નહી ને દીહલીનો રાજા પૃથીરાજ હાર્યો તથા રણમાં પડયો ને તેની રાણી તેની પાછળ સતી થઇ.

૩ ત્રીજી ઇ૦ સ૦ ૧૧૯૪ માં તે અજમેર પર ચડયો ને તેની મદદે આવનાર કનોજના રાજાને પણ હરાવી માર્યો એટલે બીજા રજપૂતોએ ભાગી રજપૂતાનામાં લશ્કરી રાજ સ્થાપ્યાં પછી તેના સરદાર બખતીઆર ખીલજીએ ૧૧૯૯ માં બીહારને ૧૨૦૩ માં નીચલો બંગાળા જીતી લીધો ને ત્યાંના રાજા લક્ષમણ-રાએ જગંનાથની સેવા કરી પોતાનો ભવ પૂરો કર્યો. છેવટે ૧૨૦૬ માં અફ્ઘાન છાવણી સિંધુને કાંઠે હતી. ત્યાં ગખર લોકની એક છાવણીએ તેના તંબુમાં ઘુસી મહમદ ગોરીનો જીવ લીધો. ગુલામવંશ મહમદ ગોરીના મુઆ પછી તેનો ગુલામ કુતબુદીન જે હિંદનો સૂબો હતો તેણે હિંદમાં પોતાના નામની દુવાઈ ફેરવી. તેણે સારી કોતરણી વાળી, તથા બીજી જૂની ઇમારતોથી ઉંચી એક કુતબમીનાર નામે મસજીદ દીહલીમાં ચણાવીછે. ૧૨૧૦ માં એના મુઆ પછી ગુલામ વંશનો ત્રીજો બાદશાહ અલ્તમસ પ્રખ્યાત થયો, તે હુશીઆર હતો. તેણે સિંધ તથા નીચલો બંગાળા વશ કર્યો ને બગદાદના સુલતાનોએ હિંદની જૂદી બાદશાહી એના વખતમાં કબુલ કરી. એના વખતમાં ચંગીસખાં નામે મુગલ સરદારની ફોજ ઘણી વખત ચડી આવી પણ કાંઇ વળ્યું નહી. એ ૧૨૩૬ માં મુઓ પછી રજીઆબેગમ ગાદીએ બેઠી એ ઘણીજ હુશીઆર તથા કુરાન ભણેલી હતી, જેથી ઇતિહાસમાં સુલતાન રજીઆ બેગમ

એમ નર જાતીનો ઇલકાબ આપ્યો છે. હિંદમાં સ્ત્રી બાદશાહ માત્ર એજ થઇ ગઇ છે. છેવટ પોતાની સ્વારીના ઘોડાની ચાકરી કરનાર હબસી પર તેની ઘણીજ પ્રીતી થતાં અફગાનોએ તેને સાડાત્રણ વર્ષ પછી એટલે ૧૨૩૯ માં મારી નાખી.

છેલ્લો બાદશાહ बलवन થયો તે ૧૨૬૫ માં ગાદીએ બેઠો. તે પ્રથમ બાદશાહી મેહેલના ચાલીશ ગુલામ માંહેનો એક હતો. જુવાનીમાં તેણે એ ગુલામોની સાથે પરસ્પર આશરો આપવાનો તથા લાભ કરી આપવાનો ઠરાર કરી આપ્યો હતો તે ઠરાર ગાદી મળ્યા પછી ત્રોડયો ને સર્વેને ફટકા માર્યા તથા એકને બંગાળો જીતવા મોકલ્યો. તે ફતેહ કરી શક્યો નહીં. તેથી તેને ફાંસી આપી અને પોતે જઇ બંગાળા સર કર્યું તથા મેવાતમાં એક લાખ રજપૂતોને વાઢી નાંખ્યા અને પોતાને પંદર સ્વતંત્ર રાજાઓનો નીરવાહ ચલાવનાર તે માનતો તેથી દીલ્લીમાં પોતાના મેહેલોનાં નામ તેણે ખોએલા રાજપરથી રાખ્યાં હતાં જેવાંકે બગદાદ, ખારીજમ, વીગેરે. એ બાદશાહ ૧૨૮૭ માં મુઓ પછી ગાદીએ બેસનારને ઝેર દેવાયાથી મૃત્યુ થયું એ રીતે એ વંશનો છેડો આવ્યો.

खीलजीवंश ખીલજીના હાકેમ જલાલઉદીને રાજ સ્થાપ્યું તે ૩૦ વરસ ચાલ્યું. પોતે ૧૨૯૦ માં ગાદીએ બેઠો પછી એનો ભત્રીજો અલાઉદીન જે અલાહબાદ પાસેના कर्रा નો ગવર્નર હતો તેણેં વીંધ્યાચળ માંહેનું ભીલ્સા નામે બૌધ દેવળવાળું શેહેર લુટયું અને સાર પછી બુદેલખંડ અને માળવામાં પોતાનું બળ અજમાવી માત્ર આઠ હજાર માણસથી દક્ષિણ ગયો અને રસ્તામાં એમ જાહેર કર્યું કે " મારા કાકાથી નાસી હું રાજ મહેંદ્રીના દરબારમાં નોકર રહેવા જાઉં છું " જેથી કોઇએ તેને પીડયો નહીં પછી મ-

હારાષ્ટની રાજધાની દેવગીરી (દોલતાબાદ) પર છાપો મારી એમ કહયું કે આખી બાદશાહી ફોજ પાછળ છે બાકી હું માત્ર એક ટુકડીથી આગળ આવ્યો છઉં એમ કહી લુટવા માંડયું અને પુષ્કળ દ્રવ્ય લઇ કરરામાં આવી પહોંચ્યો. તે લુટમાંથી ભાગ લેવાની લાલચે જલાલઉદીન તેને મળવા આવી હાથ મીલાવવા જાય છે એટલામાં તેણે તેને મારી નાંખ્યો. પછી લૂટના પૈસા દાન અને બક્ષીસમાં આપી પોતે ગાદીએ બેઠો પછી મુગલોની પાંચ સ્વારીઓ ચડી આવી તેની સાથે ટકર લાધી. ૧૨૯૫ માં તેને દીલી પાસે હરાવ્યા. ૧૨૯૭ માં ફરી હિંદુઓ પાસેથી ગુજરાત જીત્યો. ૧૩૦૦ માં રજપૂતો કનેથી રતીપુર ગઢ લીધો. ૧૩૦૩ માં સીસોદીઆ રજપૂત પાસેથી ચીતોડ લીધું તે વખત તેની રાણી તથા બીજી સ્ત્રીઓ ચિતા ખડકી બળી મુઈ અને પોતે મરતાં સુધી લડયા. તે બાબતનું આજ પણ ત્યાંના લોકો એક ગીત ગાય છે. ૧૩૦૪-૫ માં બીજી મુગલોની ચાર સ્વારીઓ સાથે ટકર જીલી, તેમાંથી પકડાએલા સરદારોને હાથીને પગે કચરાવ્યા, તથા સાધારણ માણસોને બકરાની પેઠે વાઢી નાંખ્યા અને તેવીજ રીતે પોતાના કુંટબમાં દંગો કરનારને પણ કચરાવી નાંખ્યા. અને એક ભત્રીજાને આંધળો કરી ગરદન માર્યો. ૧૩૦૬ માં તેના સરદાર મલેકકાફુરે માળવા ખાનદેશ અને મહારાષ્ટ જીતી મહારાષ્ટના રાજા રામદેવને અલાઉદીનનું ઉપરીપણું કબુલાવવા દીલ્હી તેડી લાવ્યો તથા રામેશ્વર સુધી મુલક જીતી લઇ ત્યાં મસીદ ચણાવી.

હવે મુગલોથી જીત ન થઇ શકી એટલે ઇ૦ સ૦ ૧૨૯૨ માં ૩૦૦૦ માણસોએ મુસલમાની ધર્મ કબુલ કરી તેઓ દીલ્હીના એક ભાગમાં રહ્યા. જે આજેપણ મુગલપરું કહેવાય છે. પછી

ધીમે ધીમે એ લોકોની સંખ્યા વધવાથી કારસ્થાન કરવા લાગ્યા જેથી તેમાંના ૧૫૦૦૦ માણસોને અલાઉદીને વાઢી નાખ્યા.

ઇ૦સ૦ ૧૩૧૫ માં અલાઊદીન મુઓ તેને કાફુરેઝેર આપેલું કહેવાયછે.

એના પછી જે દુરવ્યષની બાદશાહ થયા તેને કાફુરના વધારેલા સાધારણ ખુસરૂખાન નામે હલકા વરણના માણસે મારી નાખી પોતે બાદશાહ થયો. એણે પ્રથમ કાફુરને મરાવ્યો પાછી પ્રધાંન થયો અને છેવટે બાદશાહને માર્યો એ ખુસરૂખાન બાહેર કહેતો કે હું મુસલમાનછું પણ કુરાંનનું અપમાન કરતો અને મસીદોમાં હિંદુના દેવોને બેસાડતો. છેવટે તેને લસ્કરે મારીનાખ્યો. એ રીતેએ વંશ પુરો થયો ઇ૦સ૦ ૧૩૨૦

તઘલખવંશ જે લસ્કરે ખુસરૂખાનને માર્યો તેનો ઊપરી ગ્યાસુદીનહતો તે પણ પ્રથમ ગુલામ અવસ્થામાં હતો; તેણે ૧૩૨૦ થીતે ૧૩૨૪ સુધી રાજ્ય કર્યું તેમાં દીલીથી ચાર માઈલપર તઘલખાબાદ વસાવી તેમાં પોતાની રાજધાની કરી. ત્યાર પછી. ૧૩૨૪માં તેનો છોકરો મહમદ ગાદીએ બેઠો. તે વીદ્વાન તથા ચતુર હતો પણ કુરને ગાંડાઇના આવેશવાળો હતો એના વખતમાં વારંવાર મુગલો ચડી આવતા તેને નાણાં આપી ખજીનો ખાલી કર્યો.

તેનાંગાંડાઈનાંકામ.

૧ ઇરાન જીતવા લસ્કર જમાવ્યું તેને પગાર ન મળતાં તેણે તેનોજ મુલક લુટયો.

૨ ચીન પર એક લાખ માણસનું લસ્કર મોકલ્યું તે હીમાલયના ઘાટોમાંજ નાશ પામ્યું.

૩ દેવગીરીમાં રાજ્યધાની કરવાને ઇરાદે બેવાર દીલ્લીના આ-

ણુસોને ઘર બાર સુધ્ધાં ત્યાં મોકલ્યાં જેમાં દુકાળ વગેરેથી હજા-
રો માણુસો નાશ પામ્યા. અને એવો કાયદો કર્યો કે જે દીલ્લી નહીં
છોડે તેને મારી નાખવો.

૪ ત્રાંબાનાંણું ચલાવ્યું અને રાજાના પીતળને બળાતકારે રૂપું
મનાવ્યું આ ધારાથી એની પોતાનીજ ખરાબી થઇ કેમકે પરદેશી-
ઓએ વેપાર બંધ કર્યો અને પોતાને દાણ પેટે એ હલકાં નાણું
લેવાં પડયાં.

૫ કોઈ ઠેકાણે દસ ગણોને કોઇ ઠેકાણે વીસ ગણો કર વધાર
વાથી ખેડુતો જમીન છોડી નાશી ગયા. તથા લુંડારૂ ટોળાં બન્યાં.

૬ માણુસોનો શીકાર કરતો.

હિંદુપ્રજા પર વીશ્વાસ નહોતો તેથી મુસલમાનોનેજ અમલ
દાર નીમતો એટલે ઠામ ઠામ બંડ ઉઠતાં તે એક ઠેકાણે સમાવે
તો બીજે ઠેકાણે ઊઠે તે આ પ્રમાણેઃ–

ઇ૦ સ૦ ૧૩૩૮ માં તેના ભત્રિજાએ માળવામાં બંડ કરતાં
તેને પકડી જીવતે ચામડી ઊખેડી નંખાવી.

ઇ૦ સ૦ ૧૩૩૯માં પંજાબના હાકેમે બલવો કર્યો. તે
બેસાડી દઇ હાકેમને ગરદન માર્યો.

ઇ૦ સ૦ ૧૩૪૦ માં નીચલા બંગાળા તથા કોરો માંડળ
કાંઠાના મુસલમાન સરદારો સ્વતંત્ર થયા. તેને બાદશાહ પહોંચી
શક્યો નહીં.

ઇ૦ સ૦ ૧૩૪૪ માં કર્ણાટક અને તૈલંગણના હિંદુ રાજા-
ઓએ સ્વતંત્ર થઇ ત્યાં જે મુસલમાન થાણાં હતાં તેને ઉઠાડી મેલ્યાં.

એવી રીતે ગુજરાત, માળવા, સિંધ, વગેરે ઠેકાણે પણ બંડ
ઊઠયાં. એટલામાં ઇ૦ સ૦ ૧૩૫૧ માં બાદશાહ મરણ પામ્યો.

ત્યાર પછી તેનો પુત્ર फीरोजशाह ગાદીએ બેઠો. તેણે વાવ, કૂવા, ધમશાળા, મસીદો, નેહેરો, મદ્રેસા, દવાખાનાં, અને પૂલો વગેરે ધર્મનાં કામ ઘણાં કર્યાં છે. તેમાં જમનાનો પૂલ પ્રખ્યાત છે. તે ઈ૦ સ૦ ૧૩૮૮ માં મૂઓ.

ઈ૦ સ૦ ૧૩૯૮ માં तैमूरलेन નામે મુગલ સરદાર ચડી આવ્યો. તેણે પાંચ દિવસ સુધી દિલીમાં કતલ ચલાવી મડદાંના ઢગલા કર્યાં. બાદશાહ महमद बीजो ગુજરાત નાશી ગયો. ને તૈમૂર જવા પછી પાછો આવી ઈ૦ સ૦ ૧૪૧૨ લગી નામનો બાદશાહ રહ્યો. તૈમૂર ત્યાંથી ફિરત ગયો. ત્યાં પણ ભારે કતલ ચલાવી. પછી હરીદ્વાર થઈ ઈ૦ સ૦ ૧૩૯૯માં તાતાર ગયો.

सैयद वंश तथा लोदी वंश.

ઈ૦ સ૦ ૧૪૧૪ થી તે ૧૪૫૦ સુધી સૈયદ વંશે રાજ કર્યું. અને ૧૪૫૦ થી તે ૧૫૨૬ સુધી લોદીવંશે રાજ કર્યું. પણ તેમાંના ઘણા ખરા રાજાઓનો તો દિલ્લી, તથા તેના આસપાસના ભાગપરજ અમલ હતો. છેવટે ૧૫૨૬માં બાબર નામે મુગલ સરદાર ચડી આવ્યો. તેણે મુગલાઇ રાજનો હિંદમાં પાયો નાંખ્યો. તેવિષે ૧૦ માં પ્રકરણમાં કહેવાશે.

दक्षिणनां राज्यो.

અસલ દક્ષિણમાં ત્રણ હિંદુ રાજ હતાં ૧ चेरा. ૨ चौला. ૩पांड्य.

૧ ઈ૦ સ૦ ૨૮૮ થી તે ૯૦૦ સુધી ચેરા રાજા એ મહીસૂરમાંનાં તાલ્કદ શેહેરમાં અમલ કર્યો. તેનું ખંડેર કાવેરીન રેતીમાં જોવામાં આવે છે.

૨ ચોલા રાજનાં મથક कुबको અને तांजोर માં હતાં.

૩ પાંડયની રાજધાની મદુરામાં હતી. ને તે ઈ૦ સ૦ પે૦ ૪થા

સૈકામાં સ્થાપ્યું કહેવાય છે. એ સર્વેથી મોટું કહેવાતું અને તેણે ૧૮ માં સૈકા સુધી રાજ કર્યું.

ત્યાર પછી विजयनगर નું રાજ થયું. તેણે ઇ૦ સ૦ ૧૧૧૮ થી તે ૧૫૬૫ સુધી તુંગભદ્રાને કાંઠે બેલારી જીલામાં અમલ કર્યો. તેનાં દેવાલય, તથા પુલોનાં ખંડેરો આજ પણ જોવામાં આવેછે તેમાં તરસ તથા સરપો વસેછે. તે રાજ ૧૫૬૫ માં અકબરે તોડયું. પણ તેના પેટાનાં રાજયો કેટલાંક વર્ષ સુધી સ્વતંત્ર રહ્યાં. (હાલ જે મહીસૂરનો રાજા છે, તે એ વંશનોછે, તથા ચંદ્રનગરનો રાજા કે જેણે ઇંગ્રેજને મદ્રાસ વસાવવા માટે જગ્યા આપી તે પણ એજ વંશનો હતો.) ત્યાર પછી અલાઊદીને દક્ષિણપર સ્વારી કરી. ત્યારથીજ દક્ષિણમાં મુસલમાનોનો પ્રવેશ થયો. તેમાં જાફરખાંન નામે કોઇ માણસ એક બ્રાહ્મણનો ગુલામ હતો. તેણે મહમદ તઘલખના વખતમાં પોતાનાં ધણીના નામપરથી ब्राम्हणी રાજ સ્થાપ્યું. તે ઈ૦ સ૦ ૧૩૪૭ થીતે ૧૨૫૫ સુધી ચાલ્યું. તેની રાજધાની પ્રથમ ગુલ બરગામાં, પછી વરંગુલમાં, પછી બીડરમાં હતી. એનો અમલ ઘણું કરી અર્ધા દક્ષિણ પર હતો. અંતે એ રાજમાંથી પાંચરાજ બન્યાં.

૧ आदील शाही वंशनुंराज. એ રાજ તુર્કસ્તાનના બીજા અમૂરથના એક દીકરા એ ઇ૦સ૦ ૧૪૮૯માં વિજાપુરમાં સ્થાપ્યું. તેનો ઈ૦સ૦૧૬૮૬-૮૮માં ઓરંગજેબે અંત આણી પોતાના રાજ સાથે ભેળવી દીધું.

૨ कुतुबशाही वंशनुंराज. તે કોઇ સાહસીક તુરકોમાન નામે પુરૂષે ઇ૦ સ૦ ૧૫૧૨ માં ગોવલકંડામાં સ્થાપ્યું. તેનો પણ ઇ૦સ૦ ૧૬૮૭-૮૮માં ઓરંગજેબે પોતાના રાજમાં ભેળવી

દઇ અંત આણ્યો.

૩ निजामशाही वंशनु राज. તે વિજયનગરના દરબારમાંના કોઇ મુસલમાન થયેલા બ્રાહ્મણે ઇ૦ સ૦ ૧૪૯૦માં અહમદનગરમાં સ્થાપ્યું. તેનો ઇ૦ સ૦ ૧૬૩૬માં શાહજહાંએ નાશ કર્યો.

૪ ईमादशाही वंशनुं राज. તે વિજયનગરના કોઇ હિંદુએ ઇ૦ સ૦ ૧૪૮૪માં ઇલીચપુરમાં સ્થાપ્યું હતું. તેને ઇ૦ સ૦ ૫૭૨ માં અહમદનગરના રાજાએ જીતી લીધું.

૫ बरीदशाही वंशनुं राज. તે કોઇ જીઓર્જીન નામે તુરકી ગુલામે ૧૪૯૨-૯૮ માં બીડરમાં સ્થાપ્યું. તેને ૧૬૫૭માં ઔરંગજેબે લઇ લીધું.

બીજાં સ્વતંત્ર થએલાં રાજ્યો તથા તેનો અંત.

ઇ૦ સ૦ ૧૩૪૦ માં નીચલા બંગાળાના ગવર્નર फकीरुद्दीने સ્વતંત્ર થઇ પોતાની રાજધાની ગોંડ શહેરમાં કરી. અને એવી રીતે ઇ૦ સ૦ ૧૫૩૮ સુધીમાં બંગાળામાં ૨૦ સ્વતંત્ર હાકેમ થયા. તે સર્વેને અકબરે ઇ૦ સ૦ ૧૫૭૬માં જીતી લઇ બંગાળા ખાલસા કર્યો.

માળવાનો હાકેમ પણ સ્વતંત્ર થયો હતો. તેને પણ ઇ૦સ૦ ૧૫૩૧માં ગુજરાતના બાદશાહે જીતી લીધું. એ ગુજરાત પણ ઇ૦ સ૦ ૧૩૭૧માં સ્વતંત્ર થયું હતું. તેને ઇ૦સ૦ ૧૫૭૩માં અકબરે જીતી લીધું.

એવીજ રીતે જુવાનપુર, અને કાશીનો મુલક પણ ઇ૦સ૦ ૧૩૯૩ થી ૧૪૭૮ સુધી સ્વતંત્ર રહ્યો.

ઇતી.

# પ્રકરણ ૧૦ મું.

બાબર. એનો શબ્દાર્થ સિંહ થાય છે. એ માણસનો જન્મ ઇ૦ સ૦ ૧૪૮૨માં થયો હતો. અને તે ઇ૦ સ૦ ૧૪૯૪માં ૧૨ વર્ષની ઉમરે ગાદીએ બેઠો હતો. એનું રાજ જક સાર્તિસ નદીને કાંઠે ફર્ઘાન માં હતું. ઇ૦ સ૦ ૧૪૯૭માં તેણે તૈમુરની રાજધાની સમરકંદ લીધું. 'પણ ત્યાંથી બલવાખોરોએ તેને ઓક્ષસ- નદીના પ્રદેશમાં કાઢી મુકી ઇ૦ સ૦ ૧૫૦૪માં કાબુલ કબજે કર્યું. ત્યાં તેણે લશ્કર જમાવ્યું-અને ઇ૦સ૦ ૧૫૨૬માં હિંદપર ચડાઈ કરી. અને પાણીપતના મેદાનમાં ઇબ્રાહિમ લોદીને હરાવી દિલ્હી લીધી. (હિંદનું પ્રારબ્ધ ઉદય કરનારી જે ઇ૦સ૦ ૧૫૨૬—૧૫૫૬ અને ૧૭૬૧ ની લડાઇઓ કહેવાયછે. તેમાંની પેહેલી એ હતી.) પછી ૧૫૨૭ માં માળવા, મેવાડ, અજમેર, તથા ચિતોડના રાજાને સિક્રિ પાસે હરાવ્યો. અને ૧૫૩૦ માં તે આગ્રામાં મૂઓ. હુમાયુ. ઈ૦સ૦ ૧૫૩૦ માં ગાદીએ બેઠો. તે વખતે એના ભાઇ કામરાનને કાબૂલ તથા પંજાબ આપવાં પડયાં. એની સાથે પઠાણ લોકો બહુજ વેર રાખતા. તેમાંના ચુનારના રાજા શીરખાંએ ઇ૦ સ૦ ૧૫૪૨માં તેને દિલ્હીમાંથી કાઢી મૂકયો. એટલે તે સિંધ ગયો. ત્યાં ઈ૦સ૦ ૧૫૪૨ માં અમરકોટમાં તેને અકબર નામે પૂત્ર જન્મ્યો.

એ શીરખાં ઇ૦સ૦ ૧૫૪૫માં કર્લીજરને.ઘેરો ઘાલતાં બળી મૂઓ. પછી તેના પૂત્રના વખતમાં ઘણો ભાગ સ્વતંત્ર થઇ ગયો. અને તેના પૌત્રના વખતમાં તો હુમાયુ પાછો આવ્યો. ઇ૦ સં૦ ૧૫૫૬ માં પાનીપતના મેદાનમાં મોટી લડાઇ થઇ તેમાં તેના ૧૩ વર્ષના પૂત્ર અકબરે ઘણીજ બહાદુરી કરી અફ્ઘાનોને જીત્યા. પછી તેજ સાલમાં હુમાયુ મૂઓ. ત્યારે અકબર ગાદીએ બેઠો.

## अकबरनो वर्षवार हेवाल.

ઇ૦ સ૦ ૧૫૪૨માં અમરકોટમાં તેનો જન્મ થયો.

ઇ૦ સ૦ ૧૫૫૬માં સેનાપતિ બેહેરામખાંને સાથે લઇ પાનીપતની લડાઇ જીત્યો. તથા ગાદીએ બેઠો. તથા બેહેરામખાં રાજ પ્રતિનીધી તરીકે રાજ ચલાવતો.

ઇ૦ સ૦ ૧૫૬૦ રાજ વહીવટ પોતાને હાથ લીધો તેથી બેહેરામે બંડ કર્યું. પણ તેને પકડી માફ કર્યું.

ઇ૦ સ૦ ૧૫૫૬ પોતાના ભાઇ હકીમની પંજાબપર સ્વારી તથા તેની હાર.

ઇ૦ સ૦ ૧૫૬૧–૬૮ રજપૂત રાજયોને તાબે કર્યાં.

ઇ૦ સ૦ ૧૫૭૨–૭૩ ગુજરાતમાં ઝઘડો થતાં તેને ખાલસા કર્યું.

ઇ૦ સ૦ ૧૫૭૬ બંગાલા ફરીવાર જીતી ખાલસા કર્યું.

ઇ૦ સ૦ ૧૫૮૧–૯૩ ગુજરાતમાં ફીતૂર થતાં છેલીવાર વશ કર્યું.

ઇ૦ સ૦ ૧૫૮૬ કાશ્મીર જીત્યું.

ઇ૦ સ૦ ૧૫૯૨ કાશ્મીરનું છેલ્લું બંડ સમાવ્યું તથા સિંધ ખાલસા કર્યું.

ઇ૦ સ૦ ૧૫૯૪ કંદહાર તાબે કર્યું. તથા વિંધ્યાની ઉત્તરના તમામ હિંદમાં પોતાની સતા બેસાડી.

ઇ૦ સ૦ ૧૫૯૫ શાહજાદા મુરાદને અહમદનગર મોકલ્યો. પણ ફતેહ પામ્યો નહીં.

ઇ૦ સ૦ ૧૫૯૯ અકબરે પોતે જઇ અહમદનગર લીધું. પણ રાજ સ્થાપાયું નહીં.

ઇ૦ સ૦ ૧૬૦૧ ખાનદેશ ખાલસા કર્યો.

ઇ૦ સ૦ ૧૬૦૫ આગ્રામાં મરણ પામ્યો.

## હકીકત.

એ ઈ૦સ૦ ૧૫૫૬ માં ગાદીએ બેઠો. ત્યારે ૧૪ વર્ષનો હતો. માટે સઘળો કારભાર બેહેરામ કરતો. તે રાજ પિતા એટલે ખાનબાબા કહેવાતો. તેની રાજ જીતની વખતે પાનીપતની લડાઇમાં પણ તેની ઘણી મદદ હતી તે ઘણો શૂરો પણ અહંકારી હતો. છેવટે ઈ૦સ૦ ૧૫૬૦માં જ્યારે અકબર સ્વતંત્ર થયો ત્યારે તેને માઠું લાગ્યું, અને બંડ કર્યું. પણ અકબરે તેને તરત હરાવી માફ કર્યું. પછી તે મક્કે હજ કરવા જતો હતો. ત્યાં રસ્તામાં કોઇ પઠાણને તેણે પ્રથમ મારી નાંખ્યો હતો. તેના છોકરાએ તેને મારી નાંખ્યો.

પછી અકબરે ધીમે ધીમે રાજમાં સંપનો તથા મુલકનો વધારો કર્યો. તેમાં પ્રથમ હિંદુઓને વશ કરી તેમનાં મન મેળવ્યાં. તે એવી રીતે કે જયપુરના રાજાની કુંવરીને પોતે પરણી તેને મોટો જાગીરદાર બનાવ્યો તથા તેના કુંવરને પંજાબનો ગવર્નર બનાવ્યો. અને જોધપુરના રાજાની પૌત્રીને પોતાના શાહાજાદા જાંહાંગીરને પરણાવી. તથા ચીતોડના રજપૂત રાજાને જીત્યા. પણ તેણે કન્યા આપી નહીં. તથા ઉદેપુર વસાવ્યું. હાલ પણ ત્યાં તેનાજ વારસો રાજ કરેછે.

રાજા માનસિંહને મોટો સેનાપતિ તથા રાજા ટોડરમલ્લને વસુલાત ખાતાનો ઉપરી બનાવ્યો. હિંદુ પ્રજાપરનો જજીઆવેરો માફ કર્યો. હિંદુ ધર્મ શાસ્ત્રનો પારસીમાં તરજુમો કરાવ્યો. ધીજ કરવો, તથા ભોગ આપવો, વગેરે ક્રૂર શિક્ષા બંધ પાડી. સતી થવાનો ચાલ પૂરે પૂરો બંધ પાડી શક્યો નહીં. તોપણ મરજી વગર

ન બાળવી એમ ઠેરાવ્યું. એવી રીતે હિંદુ પ્રજાની પ્રીતિ મેળવી. તેની મદદથી મુસલમાન સરદારોને વશ કર્યા.

પ્રથમ પંજાબથી બીહાર સુધીના હાકેમોને જીત્યા, પછી શેહેરશાના કુટુંબીઓ પાસેથી બંગાળા જીત્યો, પછી ઇ૦ સ૦ ૧૫૭૩ માં ટોડરમલે ઓરિસા જીત્યો, અને ત્યાર પછી ગુજરાત' કાસ્મીર, સિંધ, વગેરે જીત્યાં; પછી દક્ષિણ દેશપર ચડાઇ કરી. પણ અહમદનગરની ચાંદબીબીની હુશિઆરીથી તે બરોબર જીતાયો નહીં. ઇ૦ સ૦ ૧૬૦૫માં તે મૂઓ. ત્યારે તેની લાસ સીકંદરાના ઊમદા રોજામાં દાટી છે. તેપર બ્રિટિશ વાઇસરાય લાર્ડ નાર્થબ્રુકે ઇ૦ સ૦ ૧૮૭૩ માં ચાદર ઓઢાડી હતી.

એ બાદશાહની જેમ હિંદુ રાણીઓ હતી. તેમ એક ખ્રિસ્તિ બેગમ પણ હતી. તે દર શુક્રવારે તમામ ધર્મના લોકોની ચર્ચા સાંભળતો. વળી તેણે અબુલફૃજલની સલાહથી નવો બાદશાહી ધર્મ ઉત્પન્ન કર્યો. એ ધર્મનો પેગંબર તે પોતેજ હતો. તે દરરોજ સવારે સૂરજની પૂજા કરતો. તેમજ પોતે પણ પોતાના શિષ્યોને ખાનગીમાં પગે લગડાવતો. જેથી ભાવિક મુસલમાનો તેનાપર નાસ્તિકનો દોષ મૂકતા.

તેણે પોતાના રાજના જુદા જુદા ભાગ ઠેરાવી તેપર વાઇ રાય નીમ્યા. તથા ન્યાય, વસુલાત, અને સમાધાની રાખનારાં જુદાં જુદાં ખાતાં ઠેરાવ્યાં. દરેક ગામમાં કોટવાલો નીમ્યા. તથા જમીનને મપાવી તેનો કસ નક્કી કરાવી ⅓ ઊપજમાંથી દરબારને ભરવા ખેડૂતોને ઠેરાવી આપ્યું. તેમાં અમૂક ઊપજનાં રોકડાં નાણાં લેવાનો તથા દર દશ વર્ષે ફરી તપાસવાનો ધારો કાઢયો. તેની આખા રાજની ઉપજ ૪૨ ០០០០០០០ રૂપીઆની હતી, એ સિવાય એના રાજનો ઘણો હેવાલ અબુલફૃજલે આઇની અકબરી નામે

ગ્રંથમાં આપ્યો છે. એ અબુલફજલને ઈ૦ સ૦ ૧૬૦૩ માં સિલિમે મરાવી નાંખ્યો.

જહાંગીર. અકબર પછી સિલિમ જહાંગીર નામધારી ૧૬૦૫ માં ગાદીએ બેઠો. એ પણ અહમદ નગરના હબશી સરદાર મલીકંબરની બહાદુરીથી દક્ષિણ જીતી શક્યો નહીં. એ પોતે દારૂ પીતો, તથા મોજ શોખી હતો, પણ ઝાહેરમાં ઘણી નીતિથી વરતતો. તથા કોઇને દારૂ પીવા દેતો નહીં. તેનો શાહજાદો શાહજાં બંડ કરી દક્ષિણ જતો રહ્યો. તથા મલીકંબરથી મલી બાદશાહી ફોજ સાથે વઢતો. ઈ૦ સ૦ ૧૬૧૪માં એ શાહજાદે ઉદેપુરના રાણાને હરાવ્યો. ઈ૦ સ૦ ૧૬૨૧માં ઇરાનીઓએ કંદહાર લઇ લીધું. ઈ૦ સ૦ ૧૬૧૫ માં સર ટામસરો નામે અંગ્રેજ આવ્યો હતો. તેણે એના રાજનો હેવાલ લખ્યો છે.

નુરજાંહ કરીને એક ઇરાની ઉમરાવની દીકરી ઘણી ગરીબી સ્થિતિમાં હતી. તેના રૂપથી જાહાંગીર અકબરના વખતમાંજ મોહ પામ્યો હતો. જેથી અકબરે તેને કોઇ સિપાહ બાહાદુર વેરે પરણાવી આપી. એ માણસ જહાંગીર ગાદીએ બેઠો ત્યારે બંગાળામાં સારી પદવીએ હતો. તેને જાંહાંગીરે બાદશાહ થયા પછી નુરજાંહાં વેરે તલાક આપવાનું કહેવરાવ્યું. તે તેણે માન્યું નહીં. જેથી તેને મરાવી નાંખી પોતે પરણ્યો. ને માનીતી બનાવી. જેથી કેટલાક સરદારો સામા થયા. તેમાં મોબતખાંએ ૭ માસ સુધી નુરજાંહ સહીત બાદશાહને કેદ રાખ્યો.

તેણે પોતાના મહેલમાં સોનાનો ઘંટ ટાંગી તેમાં બાંધેલી સાંકળનો છેડો ગઢ બહાર લટકાવ્યો હતો. કે જેથી ખાનગી અરજદાર પણ બાદશાહને મળી શકે.

તેના બે ભત્રિજાને તેણે ખ્રિસ્તિ ખુશીથી થવા દીધાહતા. તે ઇ૦સ૦૧૬૨૭ માં મુઓ. તેના રાજની ઉપજ ૫૦૦૦૦૦૦૦૦ રૂપિઆની હતી.

શાહજાં. જહાંગીરના મરણની વાત સાંભળી તે દક્ષિણ માંથી ઊતાવળે આગ્રામાં આવી ઇ૦સ૦ ૧૬૨૭માં ગાદીએ બેઠો. તેણે નુરજાંહને દરમાયો બાંધી આપ્યો હતો. અને પોતાનો ભાઇ શહરયાર તથા રાજગાદીની આશ રાખે એવા તમામ અકબરના વંશજોને મારી નાંખ્યા. પછી તેની પાસેથી અફગાનોએ કંદહાર લઇ લીધું. અને તેજ પાછું ઇરાનીઓએ ઇ૦સ૦૧૬૫૩માં લઇ લીધું. એ શાહજાંએ દક્ષિણમાં સારી જીતો મેળવીછે.

ઇ૦સ૦ ૧૫૭૨ ઇલીચપુરનું રાજ અહમદનગર સાથે જોડાયું હતું. તેસુધ્ધાં અહમદનગર ઇ૦ સ૦ ૧૬૩૬માં લઇ લીધું, ઇ૦સ૦ ૧૬૫૭માં બીડર ગઢ જીત્યો, અને વીજાપુર અને ગોવલકંડાના રાજને ખંડીઆ કર્યા.

એ બાદશાહે પોતાનો ઘણો ખરો કાળ ભભકાથી ગાળયોછે. આગ્રામાં તેણે મમતાજ મેહેલ બંધાવ્યો તેમાં કોતરણી કામ બેહદ છે. વળી મોટી મસજીદ બંધાવી. તે આખી દુનીઆમાં સર્વથી સ્વચ્છ અને રમણીય પ્રાર્થના મંદિરછે. તે ઉપરાંત તેણે દિલ્હીમાં ફરી રાજધાની કરવાને ઇરાદે તેને પણ ખુબ શણગારી છે. તેમાં તેણે છ વર્ષે જુમા મસીદ પુરી કરાવી. અને દિલ્હીનો આરસનો મેહેલ પણ ઘણોજ રોનકદાર કરાવ્યો. બીજો નદીને કાંઠે ખાનગી મુલાકાતનો મેહેલ બંધાવ્યો. તેમાં જડાવ કામ છે. મતલબકે તેણે ઇમારતી કામ ઘણુંજ સરસ કરાવ્યું છે. તેણે એક મયુરાસન કરાવ્યું છે. તેના માત્ર પુછાડાનાં પાનાંઓની

કિંમત ઝવેરીઓએ સાડા છ કરોડ રૂપિઆની કીધી હતી. ઇ૦સ૦ ૧૬૫૭માં તે માંદો પડયો. ત્યારે તેના કુંવર ઔરંગઝેબે પોતાના બીજા ભાઇઓથી કપટી ઝગડો કરી શાહજાંહાને કેદ કરી પોતે ઇ૦સ૦ ૧૬૫૮માં ગાદીએ બેઠો. અને શાહજાં કેદખાનામાંજ ઇ૦સ૦ ૧૬૬૬માં મૂઓ.

औरंगजेबना अमलनी वर्ष वार नोंध.

ઇ૦સ૦ ૧૬૫૮માં શાહજાંને કેદ કરી પોતે ગાદીએ બેઠો. ભાઇ દારાને હરાવ્યો. પછી દારા જે સરદારની શરણે ગયો તેણે ઔરંગઝેબને આપી દેતાં ઔરંગઝેબે તેને મારી નાંખ્યો.

ઇ૦સ૦ ૧૬૬૦ સુજા સાથે ઝઘડો જારી રહ્યો. પણ છેવટ તે આરાકાનમાં નાશી ગયો. ત્યાં તે કુટુંબ સુધ્ધાં માર્યો ગયો.

ઇ૦સ૦ ૧૬૬૧ સૌથી નાનાભાઇ મુરાદને કેદખાનામાંજ ગરદન માર્યો.

ઇ૦સ૦ ૧૬૬૨ સેનાપતિ મીરજુમ્લાએ આશામપર ચડાઇ કરી. પણ જય મળ્યો નહીં. દક્ષિણમાં તોફાન ઊઠયું. વીજાપુર અને શિવાજીના હાથ નીચેના મરાઠા વચ્ચે વિગ્રહ ચાલ્યો. તેમાં કેટલીક હારજીત થયા પછી મરાઠી રાજના સ્થાપનાર શિવાજીએ ઘણો મુલક કબજે કર્યો.

ઇ૦સ૦ ૧૬૬૨–૬૫ મુગલાઇ રાજય સામે શિવાજીએ બલવો ઉઠાવ્યો. ને ૧૬૬૪માં રાજપદ ધારણ કર્યું જેથી બાદશાહે ૧૬૬૫ માં મોટી ફોજ મોકલી તેને ન પહોંચી શકવા જેવું શિવાજીને લાગતાં તે પોતાના કુંવર શંભાજી સહિત દિલ્હી ગયો. ત્યાં બાદશાહે કેદ કર્યા. પણ થોડા વખતમાં તે મીઠાઇના ટોપલામાં બેશી ત્યાંથી નાશી છૂટયા.

ઇ૦સ૦ ૧૬૬૬ શાહજાં કેદખાનાંમાં મરી ગયો. દક્ષિણ-માં પાછો વિગ્રહ ચાલ્યો. તેમાં વીજાપુરના સુલતાને બાદશાહી ફોજને હરાવી.

ઇ૦ ૧૬૬૭ શિવાજીએ પોતાને ફાયદાકારી કરાર ઔરંગ-જેબ સાથે કરી કેટલાક મુલક મેળવ્યા. તથા વીજાપુર અને ગો-વળકંડાના રાજા પાસેથી પણ શિવાજીએ ખંડણી લીધી.

ઇ૦ સ૦ ૧૬૭૦ શિવાજીએ ખાનદેશ અને દક્ષિણ લુટયું. અને ત્યાંથી પેહેલ વેહેલો ઊપજનો ચોથો ભાગ ઊઘરાવ્યો.

ઇ૦ સ૦ ૧૬૭૨ શિવાજીએ મુગલોને હરાવ્યા.

ઇ૦ સ૦ ૧૬૭૭ ઔરંજેબે અકબરે માફ કરેલો જજીઆ વેરો પાછો લેવા માંડયો.

ઇ૦ સ૦ ૧૬૭૯ રજપૂતો જોડે વઢવાડ થઇ તેમાં ઔરંગ-જેબનો શાહજાદો અકબર રજપૂતોને જઇ મળ્યો. પણ ફોજ છુટી પડતાં મરેઠાઓ જોડે મળીગયો.

ઇ૦ સ૦ ૧૬૭૨–૮૦ દક્ષિણમાં મરાઠા એટલાતો વૃધ્ધિ પામ્યા કે ઇ૦ સ૦ ૧૬૭૪ શિવાજીએ રાયગઢમાં સ્વતંત્ર ભૂપતિ નામધારી રાજ્યાભિષેક કરાવ્યો. તથા વીજાપૂરના સુલતાન તથા મુગલો જોડે તેના વિગ્રહ ચાલ્યા. છેવટ ઇ૦ સ૦ ૧૬૮૦માં શિ-વાજી મરણ પામ્યો. તેથી તેનો પુત્ર શંભાજી ગાદીએ બેઠો.

ઇ૦ સ૦ ૧૬૮૩ ઔરંગજેબ મોટી ફોજ લઈ દક્ષિણપર ચડયો.

ઇ૦ સ૦ ૧૬૮૬-૮૮ વીજાપુર તથા ગોવળકંડાને જીતી લઈ ઔરંગજેબે ખાલસા કર્યાં.

ઇ૦ સ૦ ૧૬૮૯ ઔરંગજેબે શંભાજીને પકડી જંગલી રીતે મારી નાંખ્યો.

ઇ૦ સ૦ ૧૬૯૨ મરાઠાના સ્વતંત્ર નાયકોની સાથે નીયમ વગરની લડાઇઓ થઈ.

ઇ૦ સ૦ ૧૬૯૮ ઔરંગજેબે મરાઠા પાસેથી જંજીગઢ જીતી લીધો.

ઇ૦ સ૦ ૧૬૯૯-૧૭૦૧ સતારા તથા બીજા મરાઠી કિલ્લા જીતી લઇ ઔરંગજેબે એમ જાણ્યું કે હવે મરાઠા નાશ પામ્યા.

ઇ૦ સ૦ ૧૭૦૨-૧૭૦૫ મરાઠાઓ એ પાછા નવા જય મેળવ્યા.

ઇ૦ સ૦ ૧૭૦૬ ઔરંગજેબ પાછો બીજી વખત અહમદ નગર ગયો.

ઇ૦ સ૦ ૧૭૦૭ ઘણી વેદના પામતો ઔરંગજેબ મરણ પામ્યો.

## હકીકત.

એ બાદશાહ ધર્માધ મુસલમાન હતો. તેથી તેણે સર્વે હિંદુઓને વેરી ગણ્યા. ને તેપર ફરી જજીઆવેરો નાંખ્યો. તથા તેના બાપનો નીમકહલાલ નોકર જશવંતસિંહના મરણ પછી તેનાં છોકરાં તથા વિધવા ઊપર જુલમ ગુજાર્યો. તેથી સર્વ હિંદુ પ્રજા તેની સામે થઇ. અને દક્ષિણમાં શિવાજીએ તેની સામે બળવાન મરાઠા રાજ્ય સ્થાપ્યું. ને જેપુર, ઊદેપુર, જોધપુર, વગેરે રજપૂતાનાના રાજાઓએ તેની સામા થઇ માળવાના મુસલમાન સંસ્થાનોમાંથી મસીદો તોડી નાંખી, કુરાન બાળી નાંખ્યું, તથા મુલ્લાંઓને કાઢી મૂક્યા. તેમજ પંજાબમાં શીખ લોકો સામે થયા અને પંજાબ છીનવી લીધો.

તેના રાજની ઉપજ ૮૦,૦૦૦૦૦૦૦ રૂપિઆની હતી. તે મુ-

સલમાની ધર્મ ક્રિયા બરોબર કરતો હતો. છેવટ ઇ૦ સ૦ ૧૭૦૭ માં " મારૂં વહાણુ હવે ભર દરિઆમાં જાયછે. માટે છેલા સલામ છે." એમ કહેતો અફસોસ કરતો મરણ પામ્યો. એને મોઆજીમ, આજીમ, અને કામબક્ષ નામે ત્રણ છોકરા હતા. તેમાંથી જુલફીકારખાંનની મદદથી મોઆજીમ બહાદુરશાહ નામધારી ગાદીએ બેઠો.

बाहादुरशाह. એણે ઇ૦ સ૦ ૧૭૧૦ માં સિખપર સ્વારી કરી અને ઇ૦ સ૦ ૧૭૧૨ માં મૂઓ. પછી તેનો છોકરો जहांदारशाह. ઇ૦ સ૦ ૧૭૧૨ થી તે ઇ૦ સ૦ ૧૭૧૩ સુધી રહ્યો. એ બંને નામના બાદશાહ હતા. કેમકે ખરો અખત્યાર જુલફીકારખાંનનોજ હતો.

પછી સૈયદ હુસેન તથા અબ્દુલ્લા નામે બે ભાઇઓની સાહેતાથી તેનો ભત્રિજો फरोकशिर. ગાદીએ બેઠો. તેણે જહાંદારશાહ તથા જુલફીકારખાંનને માર્યા. અને ઇ૦ સ૦ ૧૭૧૬ માં સીખ લોકો ચડી આવ્યા. પણ તે હાર્યા. એટલે તેના સરદાર બંદાને ચેષ્ટારીમાં બાદશાહી જામો, કસુંબી પાઘડી, ને કસુંબી સેલાંવાળે વેસે લોઢાનાં પાંજરાંમાં પુરીને તેના દેખતાં તેના છોકરાનું કાળજું કાઢી તેપર નાંખ્યું. પછી ધગધગતી સાંણસીવતી તે બંદાનું માંસ તોડી લીધું. વગેરે ક્રૂરતાથી સીખ લોકોનો છેદ કર્યો. જે વેરની બળતરાને યાદ કરી સીખ લોકોએ તેની સામે થવામાં ઇ૦ સ૦ ૧૮૫૭ ના બળવામાં અંગ્રેજને ખૂબ મદદ કરી હતી.

ઇ૦ સ૦ ૧૭૧૫ માં રજપૂતાનાના રાજાઓ સ્વતંત્ર થયા.

ઇ૦ સ૦ ૧૭૧૯ માં એ બે સૈયદોએ ફરોકશિરને પદભ્રષ્ટ કરી એક બાળકને ગાદી આપી. તે તરત મરતાં બીજા બાળકને આપી. તે પણ મરણ પામતાં महमदशाहने ગાદી આપી.

ઈ૦ સ૦ ૧૭૨૦ સૈયદોનો પરાભવ થયો.

ઈ૦ સ૦ ૧૭૨૦—૪૮ દક્ષિણનો ગવર્નર નિઝામુલમુલ્ક સ્વતંત્ર થયો. ને હૈદ્રાબાદમાં પોતાની રાજધાની કરી.

ઈ૦ સ૦ ૧૭૩૨-૪૩ અયોધ્યાનો ગવર્નર જે પ્રથમ ઇરાની સોદાગર ને પછી બાદશાહનો વજીર હતો. તે સ્વતંત્ર થયો.

ઈ૦ સ૦ ૧૭૪૩ મરેઠાઓએ માળવા લઈ દક્ષિણની ચોથ ઊઘરાવી.

ઈ૦ સ૦ ૧૭૩૯ ઇરાનનો નાદિરશાહ ચડી આવ્યો. તેણે દિલ્હીમાં ૫૮ દહાડા કતલ ચલાવી ૩૨,૦૦૦૦૦૦૦ રૂપિઆ લઇ સ્વદેશ ગયો.

ઈ૦ સ૦ ૧૭૫૧ બંગાળા, ઓરિસા, અને દક્ષિણની ખંડણી મરેઠાઓએ લીધી. તથા રોહિલાનું ફિતૂર બેશી ગયું.

ઈ૦ સ૦ ૧૭૪૮-૫૦ મહમદશાહનો દીકરો અહમદશાહ ગાદીએ બેઠો. અયોધ્યામાં રોહિલાનું ફિતૂર થયું. ને બાદશાહી ફોજ હારી.

ઈ૦સ૦ ૧૭૪૭ માં અહમદશાહ દુરરાનીની પહેલી સ્વારી.

ઈ૦સ૦ ૧૭૫૧-૫૨ માં અહમદશાહ દુરરાનીની બીજી સ્વારી તેમાં તેને પંજાબ મળ્યો.

ઈ૦સ૦ ૧૭૫૪ માં અહમદશાહ બાદશાહ પદભ્રષ્ટ થયો. ને આલમગીર બીજો ગાદીએ બેઠો.

ઈ૦સ૦ ૧૭૫૬ અહમદશાહ દુરરાનીની ત્રીજી સ્વારી. તેમાં તેણે દિલ્હી લુંટી.

ઈ૦સ૦ ૧૭૫૯ અહમદશાહ દુરરાનીની ચોથી સ્વારી. મરેઠાઓએ દીલ્હી લીધી નિઝામુલ્મુલ્કના દીકરા ગાજીઊદ્દીને આલમગીર બીજાને મારી નાંખ્યો. અને શાહઆલમ બીજો બાદશાહ થયો.

ઈ૦સ૦ ૧૭૬૧ પાનીપતની ત્રીજી લડાઇ થઇ. તેમાં અહમદશાહ દુરરાનીએ સદાશિવરાવ ભાઉની સરદારી નીચેનાં બે લાખ મરાઠી લશ્કરને હરાવ્યું.

ઈ૦ સ૦ ૧૭૬૧ શાહઆલમ બીજો આટલી મુદત સુધી અલ્લાહબાદમાં અંગ્રેજનું પેન્સન ખાતો. તેને છોડાવી જઇ. મરાઠાએ ૧૮૦૩ સુધી કેદ રાખ્યો. તે વખતે લાર્ડ લેકે મરાઠી બળ તોડી પાડયું.

ઇ૦સ૦ ૧૮૦૬–૩૭ અકબર બીજો ગાદીએ બેઠો પણ તે માત્ર નામનો બાદશાહ હતો.

ઇ૦ સ૦ ૧૮૩૭–૬૨ તૈમુરના વંશનો છેલ્લો બાદશાહ મહમદશાહ બહાદુરશા હતો. તે ઈ૦ સ૦ ન ૧૮૫૭ ના બળવામાં અંગ્રેજને સામો થતાં અંગ્રેજે તેને દેશવટો દઇ રંગુનમાં મોકલી દીધો. ત્યાં તે ઇ૦ સ૦ ૧૮૬૨ માં મુઓ.

અહમદશાહ દુરરાનીએ કુલ્લ ચાર સ્વારીઓ કરી તેમાં તે નિર્દય અફ્ઘાનોને લાવ્યો હતો. તે લોકોએ જે ક્રૂરતા વાપરી છે. તે કાળજું ફાડી નાંખે તેવી છે. કેમકે તેણે નાનાં મોટાં સર્વે ગામોમાં વસનારાને તથા રસ્તે ચાલતા જાત્રાળુઓના ટોળાંને લુંટવાની સાથે કાપી નાંખ્યાં તથા મથુરાંમાં જાત્રા ભરાણી હતી. તે જાત્રાળુઓને કુટુંબ સુધ્ધાં સળગાવી દીધાં. તથા મદિરોમાં ગૌવધ કરી તેનાં લોહીથી મૂર્તિઓને ખરડી મેલી. તથા હજારો ભકિત કરનારા હિંદુઓને મારી નાંખ્યા. તથા અનેક ગામો ઉજડ કરી દીધાં. મતલબ કે માણસ જાતને જેટલું દુઃખ પીતાડી શકાય તે સર્વે તેઓ કરી ચુકયા હતા.

ઇતિ

# પ્રકરણ ૧૧ મું.

साहजी भोंसले. નામે એક મરાઠી સીપાઇએ અહમદનગર અને વીજાપુરનાં રાજમાં સારી નોકરી બજાવી હતી. તે મરતી વખતે પોતાના ઇ૦ સ૦ ૧૬૨૭માં જન્મેલા શીવાજી નામે પુત્રને સીપાઇની ટોળીવાળી લશ્કરી જાગીર વારસામાં આપી ગયો હતો. તેણે છળ ભેદથી, ખુનથી, અને લડાઇઓથી, મોટું રાજ સ્થાપ્યું. એ પોતે જીતાય નહીં એવા ડુંગરી કિલ્લાઓમાં રહેતો હતો. અને તેણે સામાન્ય ખેડુતોની ફોજ બનાવી હતી. તે ખેડ વખતે વીખરાઇ જતા ને લડાઇ વખતે એકઠા થતા. તેને પગારને બદલે લુંટમાંથી ભાગ આપતો.

તે મુગલોની સામે લડવામાં અહમદનગર તથા વીજાપુરને સાહે આપતો. અને મુગલો જવા પછી તેપર સ્વારીઓ કરતો.

ઇ૦ સ૦ ૧૬૫૯માં વીજાપુરના એક સરદારને મિત્રતાને બહાને એક કપટ સ્થળમાં બોલાવી. વાત કરતાં મારી નાંખ્યો. તથા તેના લશ્કરનો ઘાણ વાળ્યો.

ઇ૦ સ૦ ૧૬૬૨માં સુરત લુટયું.

„ ૧૬૬૪માં રાજપદ ધારણ કરી પોતાના નામથી સિક્કા પાડયા.

ઇ૦ સ૦ ૧૬૬૫માં વીજાપુર સામે લડવામાં મુગલ સેનાને મદદ કરી.

ઇ૦ સ૦ ૧૬૬૬માં તેને ફોસલાવી દિલ્હી લઇ ગયા. અને ત્યાં ઔરંગજેબે કેદ કરતાં તેમાંથી નાશી આવી. મોટો ઝુંડો ઊઠાવ્યો.

ઇ૦ સ૦ ૧૬૭૪ રાયગઢમાં મોટા ઠાઠમાઠથી ગાદીએ બેશી સોનાથી પોતાની તુલા કરાવી. બ્રાહ્મણોને દાનમાં આપી.

ઇ૦ સ૦ ૧૬૭૬માં કર્ણાટક લગી ફોજ મોકલી.

„ ૧૬૮૦માં મૂઓ.

ત્યાર પછી તેનો પુત્ર સંભાજી. ગાદીએ બેઠો. તેણે ઇ૦ સ૦ ૧૬૮૦—૧૬૮૯ સુધી રાજ્ય કર્યું. તેમાં બધો વખત મુગલો અને પોર્ટુગીઝ જોડે લડવામાં કાઢયો. છેવટે ઔરંગજેબે તેને પકડાવી લોઢાના તપાવેલા સળીઆ ખોશી આંખો ફોડી. તથા જીભવતે મહમદ પેગંબરને ગાળો દીધી હતી. તે જીભ કપાવી મારી નાંખ્યો. ને તેના છ વરસના બાળક શાહુ ને કેદ કર્યો. પછી તેને ઇ૦ સ૦ ૧૭૦૭માં મુગલોને તાબે રહેવાને કરારે છોડયો. ત્યારે તેણે બાલાજી વિશ્વનાથ નામે બ્રાહ્મણને પેશ્વા પદ આપી. સર્વ રાજકારભાર સોંપી દીધો. અને પોતે જનાનામાંજ કાળ કાઢવા લાગ્યો. તેથી પેશ્વાની સતા જામી. ને મરાઠાના કબજામાં માત્ર સતારા, તથા કોલાપુર, બે જાગીર રહી.

છેલ્લા રાજાને ઔરશ પુત્ર નહોતાં; સતારા ઇ૦ સ૦ ૧૮૪૯ માં અંગ્રેજે હાથ લીધું, અને કોલાપુરમાં આજ પણ તેનો વંશજ રાજ કરેછે.

૧ પેશ્વા બાલાજી વિશ્વનાથ. તેણે પુનામાં પોતાની ગાદી સ્થાપી. અને ઇ૦સ૦ ૧૭૧૮માં બાદશાહ બનાવનારા સૈયદોની મદદે ૧ લશ્કર દિલ્હી મોકલ્યું. ઇ૦સ૦ ૧૭૨૦માં આખા દક્ષિણની ચોથ ઊઘરાવી.

૨ બીજો પેશ્વા બાજીરાવ ઇ૦સ૦ ૧૭૨૧-૧૭૪૦ તેણે દરવર્ષે ખંડણી ઊઘરાવવા માંડી. અને બાદશાહ પાશેથી માળવા, તથા નર્મદાથી ચંબલ સુધીનો મુલક અને પોર્ટુગીઝ પાશેથી વસાઇને, કિલ્લો લીધો.

૩ પેશ્વા બાલાજી બાજીરાવ. ઇ૦સ૦ ૧૭૪૦-૧૭૬૧ એણે

ઉત્તરમાં બાદશાહ પાસેથી કેટલોક મુલક તથા દક્ષિણમાં નીઝામનો મુલક જીતી લીધો. એ ઉત્તરનો ભાગ કબજે રાખવા એક ભોંસલે શાખા નાગપુરમાં રહેતી હતી. તેણે બંગાળા જઇ મુરશીદાબાદ લીધું. તથા લૂંટફાટ કરી અને ત્યાંના સરદાર અલીબરદીખાંનને કાઢી મૂક્યો.

ઇ૦સ૦ ૧૭૪૩માં નાગપૂરની શાખાવાળા રઘુજી ભોંસલેએ ગંગાના નીચલા પ્રદેશમાં લૂંટ કરી. ત્યાંના સૂબા અલીબરદીખાંને ઇ૦સ૦ ૧૭૫૧માં દક્ષિણ ઓઢીયા પ્રાંત સોંપી દીધો. તથા આખા બંગાલાની ચોથ આપી.

ઇ૦સ૦ ૧૭૬૧માં પાનીપતની મોટી લડાઇ થઇ. તેમાં અહમદશાહ દુરરાનીએ મરાઠાઓને હરાવ્યા.

૪ पेश्वा माधवरात्र. એના વખતમાં પેશ્વાઈની બીજી ચાર શાખાઓ થઈ ગઇ.

૧ નાગપૂરમાં ભોંસલેની, ૨ ઇંદૂરમાં હોલકરની, ૩ વડોદરામાં ગાયકવાડની. ૪ ગ્વાલીઅરમાં સિંધિઆની.

૫ पेश्वा नाराणरात्र. ઇ૦સ૦ ૧૭૭૨માં થયો. પણ તરતજ તેનો ઘાત થયો.

होल्कर तथा सिंधिआ विषे. પેશ્વા પોતે બ્રાહ્મણ હતા. પણ તેના તાબાના નીચકુળના હિંદુઓમાંથી જેના જેના તાબામાં જેજે પ્રાંતો રહેતા.તેતે સ્વતંત્ર થઇ ઉપરનાં ચાર રાજ્યો થયાંછે. તેમાં હોલ્કર જાતનો ભરવાડ તથા સિંધિઆ પેશ્વાના પગરખાં ઉપાડનારનો વંશછે. ઇ૦સ૦ ૧૭૬૫માં શાહઆલમ બકસાર પાસે હારવા પછી અંગ્રેજનું પેન્સન ખાઇ નીરવાહ ચલાવતો હતો. તેણે મરાઠાથી વ્યષ્ટિ ચલાવતાં સિંધિઆ તથા હોલ્કરે તેને ઇ૦સ૦ ૧૭૭૧માં

ફરી દિલ્હીની ગાદીએ બેસાડયો ને ઈ૦સ૦ ૧૮૦૩-૪ સુધી તે તેના બંદીખાનામાં રહ્યા હતો.

નાગપુરના ભોંસલે. ઈ૦ સ૦ ૧૭૫૬થી ૬૫ સુધીમાં બંગાળામાં અંગ્રેજનો અમલ થવાથી ત્યાં એ લોકો સ્વારીઓ કરતા બંધ થયા. ઈ૦ સ૦ ૧૮૦૩માં અંગ્રેજે તેની પાસેથી ઓડિઆ લીધું. ઈ૦ સ૦ ૧૮૧૭માં તેની સત્તાનો અંત આણ્યો. કેમકે ત્યારથી તેને બ્રિટિશ રેસીડંટની સત્તા નીચે રહેવું પડયું. ઈ૦ સ૦ ૧૮૫૩માં છેલ્લો ભોંસલે રાઘોજી અપૂત્ર મરતાં તેનું રાજ અંગ્રેજ રાજ સાથે મળી ગયું.

વડોદરાના ગાયકવાડ. ઈ૦ સ૦ ૧૮૧૭ છેલ્લા મરાઠી વિગ્રહ પછી તે બ્રિટિશ રેસીડંટના કબજામાં રાજ કરે છે. અને ઇ૦ સ૦ ૧૮૭૪માં જે ગાયકવાડ હતો. તેપર રેસીડંટને ઝેર આપવાનું તોહોમત આવતાં. ત્રણ દેશી ને ત્રણ યુરોપીઅન અમલદારના હાઈ કમીશને તપાસ કરી તેને પદભ્રષ્ટ કર્યો. ને તેને ઠામે રાજકુળ સ્થાપન કરનારનો એક દરિદ્ર વંશ જે ખૂણે પડયો હતો. તેને ગાદી આપી.

## ૧ પેહેલો મરાઠી વિગ્રહ.

૬ પેશ્વા માધવરાય નારાયણરાવ. એનો જન્મ તેના બાપના મરણ પછી થયો હતો. તેથી તેના જન્મ વિષેનો શક લઈ પોતે પેશ્વા થવા માટે તેના કાકા રાઘોબા. એ વાંધો ઉઠાવી અંગ્રેજની મદદ માગી.

માધવરાય નાનો હોતાં કારભાર નાના ફડનવીશના હાથમાં હતો. તેણે ફ્રેંચની મદદ માગી. જેથી પેહેલો વિગ્રહ ઇ૦ સ૦ ૧૭૭૯થી૧૭૮૧ સુધી ચાલ્યો. અંતે ઇ૦ સ૦ ૧૭૮૨માં સાલ-

બાઇનું તહનામું થયું. તેમાં સાષ્ટી અને ધારાપુરી બેટ અંગ્રેજને મળ્યાં. રાઘોબાને ભારે પેન્સન મળ્યું તથા માધવરાવને પેશ્વાઇ મળી. પણ ૨૧ વર્ષની ઉમરે તેણે આત્મઘાત કર્યો.

## ૨ બીજો મરાઠી વિગ્રહ.

૭ પેશ્વા બાજીરાવ છેલ્લો. એ પેશ્વા ઇ૦ ૧૭૯૫માં ગાદીએ બેઠો. તેવખતે હોલ્કરે મરાઠાની સરદારી લીધી. તેથી તે અંગ્રેજને શરણે જઇ વસાઇનું તહનામું કરી પોતાને ખર્ચે પોતાના બચાવ સારૂ એક અંગ્રેજી ફોજ પોતાના મુલકમાં રાખવા કબુલ કર્યું. એ તહનામું રદ કરવા સારૂ ઉત્તરના મરાઠી વંશોએ એકો કર્યો. જેથી બીજો વિગ્રહ ઊઠયો. તેમાં ઇ૦ સ૦ ૧૮૦૩-૪માં સિંધીઆ અને નાગપૂરના લસ્કરને જનરલ વેલેસ્લીએ આસઇ .અને આરગામ આગળ, અને લાર્ડ લેકે લાસ્વારી અને દિલ્હી આગળ ઘાણ વાળ્યો. તથા ઇ૦ સ૦ ૧૮૦૪માં હોલ્કરની સખ્ત હાર થઇ. જેથી અંગ્રેજને પુષ્કળ મુલક મળ્યો. દિલ્હીનો નામનો બાદશાહ પાછો હાથ આવ્યો. ને ફ્રેંચનો હિંદમાંથી પગ ગયો.

## ૩ ત્રીજો અને છેલ્લો મરાઠી વિગ્રહ.

તેમાં પેશ્વા, હોલ્કર, અને ભોંસલે. પોત પોતાને માટે લડયા. જેથી તેની સત્તા સદાને માટે નાશ પામી. તેમાં પેશ્વાને તેની હયાતી સુધીનું મોટું પેન્સન કરી આપી. બીથુરમાં રાખી તેનું રાજ મુંબઇ ઇલાકામાં ભેળી લીધું. (તેનો વારસ નાના સાહેબ ઇ૦ સ૦ ૧૮૫૭ ના બળવામાં સામો થયો હતો.) એવી રીતે એ રાજનો અંત આણ્યો.

ઇતિ.

## પ્રકરણ ૧૨ મું.

સોળમા સૈકાના યુરોપીઅનોના જાણવામાં ભરતભૂમી ન-

હોતી. પણ ઇટાલીનાં બંદરો જમીન માર્ગે વ્યાપાર કરતાં. તે દ્વારા ત્યાંનો માલ યુરોપમાં જતો. તથા તેનાં વખાણની વાતો સાંભળવામાં આવતી. પણ જળ માર્ગનો તો બીલકુલ વહેવારજ નહોતો. ઇ૦ સ૦ ૧૪૯૨માં ક્રિસ્તોફર કોલંબસે સ્પેનના રાજાની મદદથી હિંદ શોધવા સારૂ પશ્ચિમ ભણી વહાણો હંકારવાથી અમેરિકા ખંડ જડી આવ્યો.

પોર્ટુગીઝનાં થાણાં. ઇ૦ સ૦ ૧૪૯૮માં વાસ્કોદાગામાએ એક વહાણનો કાફલો લીસ્બોનથી દક્ષિણે હંકાર્યો. ને અગીઆર મહીને કાલીકોટ આવી ત્યાંની હિંદુ રાજા ઝામોરીન ની પ્રીતિ મેળવી છ મહિને સ્વદેશ આવ્યો. ત્યારે ઝમોરીને તેને પોર્ટુગાલના રાજાપર નીચે પ્રમાણે પત્ર લખી આપ્યો હતો. "તમારા કુટુંબના ઉમરાવ વાસ્કોદાગામાએ મારૂં રાજ જોયું છે. તેથી મને ઘણો આનંદ થયો છે. મારા રાજમાં તજ, લવીંગ, આદુ. મરી, અને અમૂલ્ય રત્નો પુષ્કળ છે. તારા મુલકમાંથી હું સોનું, રૂપું, પરવાળાં અને લાલ રંગ લેવા ઇચ્છું છું."

ઇ૦ સ૦ ૧૫૦૨માં છઠા અલેકઝાંડર નામે પોપે પોર્ટુગાલના રાજાને જીત કરવાનો, વાણોની મુસાફરીનો, અને ઇથિઓપિઆ, અરબસ્તાન, ઇરાન, તથા હિંદનો વ્યાપાર કરવાનો હુકમ કીધો. તે પરથી તેણે વહાણોના ત્રણ કાફલા સમુદ્રમાં રવાના કર્યા.

૧ ઇ૦ સ૦ ૧૫૦૩માં મહાન આલ્ફોન્સોદી અલ્બુકર્ક એક કાફલાને લઇ પૂર્વ ભણી ગયો.

૨ વાસ્કોદાગામા વીશ વાહાણનો કાફલો લઇ હિંદમાં આવી. કોચી અને કાનાનોરના રાજાથી મળી ઝામોરીનને તેના મેહેલમાં ઘેરી તોપોનો માર ચલાવ્યો.

૩ ઇ૦ સ૦ ૧૫૦૫માં ફ્રાન્સિસ્કો દી આલ્મેડાને હિંદનો ગવર્નર

કરી ૧૨ વાહાણ ને ૧૫૦૦૦ માણસ લઇ પોર્ટુગાલના રાજાએ મોકલ્યો. પછી ઇ૦ સ૦ ૧૫૦૯માં આલ્બુકર્કને ગવર્નર બનાવી મોકલ્યો. તેણે પોર્ટુગાલની ઘણી સત્તા વધારી તથા ઇ૦ સ૦ ૧૫૧૦માં ગોવા લઇ લીધું. જે આજ પણ તેના તાબાના ભાગની રાજધાની છે. પછી મલાકા લીધું. તથા સિયામ અને મસાલાના દ્વીપો જોડે વેપાર ચલાવ્યો. છેવટે ઇ૦ સ૦ ૧૫૧૫માં તે ગોવામાં મૂઓ. પછી ઇ૦ સ૦ ૧૫૨૪માં વાસ્કોદાગામા ગવર્નર થયો. તે પણ ઇ૦ સ૦ ૧૫૨૭માં કોચીમાં મૂઓ. ત્યાર પછી તરતજ તેની ચડતી અટકી.

ઇ૦ સ૦ ૧૫૦૦ થી તે ૧૬૦૦ સુધી તેનો એકલાનોજ હિંદથી વ્યાપાર રહ્યો. તેમાં થએલા ગવર્નરોમાં આલ્બુકર્કે પ્રજાની પ્રીતિ મેળવી હતી. તેથી હિંદુ તથા મુસલમાન બંને તેની કબર પાસે જઇ દુઃખની અરજી કરતા. હાલમાં તેના તાબામાં દિવ, દમણ, ને ગોવાછે.

વલંદા લોક. પોર્ટુગીઝ લોકોએ લાવેલો માલ યૂરોપના બીજા બંદરોમાં વેચાવા જાતો. જેપરથી સ્પેનીશ લોકોએ એક કાફલો ઉત્તર મહાસાગરની વટે વિલ્યમ બેરેન્ટસની સરદારી નીચે ત્રણ વાર મોકલ્યો. તેમાં છેલી વારે તે મૂઓ. પછી ઇ૦ સ૦ ૧૫૯૬માં કોર્નિલિયસ હૌટમાન કેપ આવ ગુડ હોપ પાસે થઇ સુમાત્રાને બંતામ પહોંચ્યો. અને તેણે જાવામાં ઇ૦ સ૦ ૧૬૧૯ માં બટેવિઆ શહેરે વસાવી તેમાં રાજધાની કરી. અને ત્યાર પછી અમેરિકામાં ન્યુયાર્ક વસાવ્યું. ઇ૦ સ૦ ૧૬૨૩માં અંબોયનાંની કતલ કરી અંગ્રેજને હિંદમાં જવા ફરજ પાડી. ઇ૦ સ૦ ૧૬૩૫માં ફારમોસા લીધું ઇ૦ સ૦ ૧૬૪૦માં મલાકા લીધું.

ઇ૦સ૦ ૧૬૫૧માં કેપ આવ ગુડ હોપમાં સંસ્થાન થાપ્યું.

ઇ૰ સ૰ ૧૬૫૨માં મદ્રાસ કાંઠે પાલકોલુમાં કોઠીનાંખી.

,, ૧૬૫૮માં સિંહલદ્વીપમાંનો જાફનાપત્તન પોર્ટગીઝ પાસેથી લીધો.

ઇ૰ સ૰ ૧૬૬૪માં મલબાર કાંઠાનાં તમામ પોર્તુગીઝનાં થાણાં લીધાં

ઇ૰ સ૰ ૧૬૬૯માં સેંટ થોમીઅને મકાસરમાંથી પોર્તુગીઝને હાંકી કાઢયા.

ઇ૰ સ૰ ૧૭૫૮માં કલાઇવે વલંદા તાબાના ચીનસુરાપર ચડાઇ કરી. તેને નામોશી લગાડે એવા કરાર કર્યા.

૧૭૯૩–૧૮૧૧ સુધી ફ્રેન્ચ જોડે મોટા વિગ્રહ ચાલતાં અંગ્રેજે વલંદાનાં તમામ થણાં લૈ લીધાં.

૧૮૧૬માં જાવાબેટ વલંદાને પાછો મળ્યો.

૧૮૨૪માં અંગ્રેજે મલાકા અને સુમાત્રાનો વલંદા જોડે અદલો બદલો કર્યો.

अंग्रेज लोक સાતમા હેન્રીરાજાએ ઇ૰સ૰ ૧૪૯૬માં જાનકાબા અને તેના ત્રણ દીકરાને વાવ્ય રસ્તેથી હિંદ શોધવાને બે વાહાણથી મોકલ્યા હતા. તેણે હિંદને બદલે ન્યૂ ફૌન્ડલાન્ડ બેટ શોધી કાઢયો.

ઇ૰ સ૰ ૧૫૫૩માં સર હ્યુ વિલબીએ ઉત્તર સમુદ્રમાંથી હિંદ શોધવાનો રસ્તો કાઢવા પ્રયત્ન કર્યો. તેમાં તે નાશ પામ્યો. ત્યાર પછી. ઇ૰ સ૰ ૧૫૭૬થી તે ઇ૰ સ૰ ૧૬૧૬ સુધીમાં વાવ્ય પ્રાંતના રસ્તાની ખોળ કરવા માંડી. તેમાં ફ્રોબીશર, ડેવિશ, હડશન અને બાફીનનાં અવિનાશીનામ નકશાઓમાં રહી ગયાં છે. ઇ૰ સ૰ ૧૫૭૭માં સર ફ્રાન્સિસડ્રેકે પૃથ્વી પ્રદક્ષિણા કરી.

ઇ૰ સ૰ ૧૫૭૯માં ટામ્સ સ્ટીવન્સ નામે આધુનિક અંગ્રે-

જ અને સાષ્ટી બેટની જેષ્યુઇટ કાલેજનો મુખ્ય શિક્ષક પેહેલવેલો હિંદમાં આ૦યો.

ઇ૦ સ૦ ૧૫૮૩માં રાલ્ફફ્રિચ, જેમ્સ ન્યૂ બેરી, અને લીડસ નામે ત્રણ વેપારીઓ હિંદમાં આવ્યા. તેમને પોર્ટુગીઝોએ ઓરમઝ અને ગોવામાં કેદ કર્યા. છેવટ ન્યૂબેરીએ ગોવામાં દુકાન માંડી, લીડસ મુગલ બાદશાહનો નોકર રહ્યો. અને ફ્રિચ પાછો સ્વદેશ ગયો.

ઇ૦સ૦ ૧૫૮૮માં સ્પેન તથા પોર્ટુગાલે અંગ્રેજ સામે મોટી આરમાર મોકલી. તેમાં હાર્યા; જેથી અંગ્રેજને વધારે ઉતેજન મળ્યું.

ઇ૦સ૦ ૧૫૯૬માં કારનીલીઅસ હોટમાને કેપ આવ ગુડ હોપ વાળો રસ્તો શોધી કાઢયો.

ઇ૦સ૦ ૧૫૯૯માં વલંદાએ અંગ્રેજને વેચવાનાં મરીનો ભાવ શેરે દોઢ રૂપિઆ બદલ. ત્રણ અને ચાર રૂપિઆ કર્યો. જે પરથી લંડનના વેપારીઓએ લાર્ડ મેયરનાં ઉપરીપણાં નીચે એક સભા બોલાવી. ને ઇંગ્લાંડની રાણી ઇલીઝાબેથે ઇ૦સ૦ ૧૬૦૦માં ઇંગ્લીશ કંપનીને માટે હકો માગવા સરજાન મીલડનને હિંદમાં મોકલ્યો.

તે મૂળની કંપનીમાં ૧૨૫ ભાગીદાર હતા, ને ૭ લાખ રૂપિઆનું ભંડોળ હતુ. તેને વધારી ઇ૦સ૦ ૧૬૧૨માં ૪૦ લાખનું ભંડોળ કર્યું હતું. પછી ઇ૦સ૦ ૧૬૩૫માં બીજી કોર્ટનની મંડલી સ્થપાઇ. પણ તે ઇ૦સ૦ ૧૬૫૦માં પેહેલી કંપનીથી જોડાઇ ગઇ. પછી તેણે માડાગાસ્કરમાં કોઠી નાખવાથી આસ્સાડા મંડલી કેહેવાણી.

પછી ઇ૦ સ૦ ૧૬૫૫માં ક્રોમ્વેલે બીજા હોંસીલા વેપારીઓને પણ, હિંદના વેપારની સનંદ આપી. તેપણ બે વર્ષ પછી પેલી કંપની સાથે જોડાઇ ગઈ. ઇ૦ સ૦ ૧૬૯૮માં ઇંગ્લીશ કંપની વધારે જોરમાં આવી. અને તે ઇષ્ટ ઇન્ડીઆ કંપની કેહે-

વાણી. તેનું ભંડોળ બે કરોડ રૂપીઆનું હતું. છેવટ ઇ૦ સ૦ ૧૭૦૯માં તે બને કંપની પણ એક થઇ ગઇ.

ઇ૦ સ૦ ૧૬૦૨માં કપ્તાન લાંગરે અચીનના રાજા જોડે વેપાર ચાલુ કરી પ્રથમ બંતામમાં કોઠી નાંખીને પ્રીયામાન, બંડા, આંબોયનાં, અને જીલાવેમાંથી, મરી, તેજાના વીગેર માલ ખરીદવા માંડયો.

ઇ૦ સ૦ ૧૬૧૧માં સર હેન્રી મીડલટને પોર્ટુગીઝો અ દેખાઇ કરતાં છતાં, ખંભાતમાંથી માલ ભર્યો.

ઇ૦ સ૦ ૧૬૧૫માં કપ્તાન બેષ્ટે સુંઆલીમાં મોટું યુધકરી ચારવાર પોર્ટુગીઝનાં વાંહાંણોને મારી કાઢયાં. તથા એજ સાલમાં, પેહેલા જેમ્સ રાજાએ જહાંગીરના દરબારમાં સર ટામ્સરોને એલચી તરીકે મોકલી. વેપારને લાભકારી માંગણીઓ મંજૂર કરાવી.

ઇ૦ સ૦ ૧૬૨૩માં વલંદાઓએ ૯ અંગ્રેજ ૯ જપાની અને ૧ પોર્ટુગીઝ સહીત અંગ્રેજના કપ્તાન ટાવર્સનને કેદ કરી ગુનેગાર ઠરાવી ફાંસી દીધી. તેનું છેવટ કમીશન બેઠું. તેણે મરનારના વારશોને વલંદાઓ પાસેથી ૩૬૧૫૦ રૂપીઆ અપાવ્યા.

આ કતલ થવા પછી અંગ્રેજોનો હિંદમાં પ્રવેશ થયો. તેઓ પ્રથમ કોરો મંડલ કાંઠે ગયા ને ઇ૦ સ૦ ૧૬૧૦માં મછલીપટણમાં આડત બાંધી, અને ઇ૦ સ૦ ૧૬૨૬માં આરગામમાં કોઠી નાંખી. ત્યાં ૧૨ તોપો તથા ૨૩ આડતીઆ રેહેવા લાગ્યા. તેના ઊપરી મિષ્ટર ફ્રાન્સીસ ડેએ. ઇ૦ સ૦ ૧૬૩૮માં ચંદ્રગીરીના રાજા પાસેથી થોડી જમીન વેચાતી લેઇ ફોર્ટસેન્ટ જયાર્જ બાંધી મદ્રાસ વસાવ્યું. ઇ૦ સ૦ ૧૬૧૫માં સૂરતમાં કોઠી ઘાલી.

ઇ૦ સ૦ ૧૬૬૧માં બ્રગાનઝાની સાહજાદી, કાથરૈનની પેરામણીમાં, મુંબઇ બેટ અંગ્રેજને મળ્યો. તે ઇ૦ સ૦ ૧૬૬૮માં

બીજા ચાર્લ્સે ૧૦૮ રૂપિઆ લેવા કરી તે ઇસ્ટઇન્ડીઆ કંપનીને આપ્યો. તે જોકે તેવખત માછીનું ગામડું હતું તો પણ બેટ હોવાથી, ત્યાં મરાઠા સ્વારો લુટવા આવી શકે નહીં એમ ધારી ઇ૦ સ૦ ૧૬૮૫માં સૂરતની કોઠી ઉપાડી મૂંબઇમાં નાંખી. ત્યાર પછી બંગાળામાં પ્રવેશ થયો.

ઇ૦ સ૦ ૧૬૪૦માં હુંગળી તથા ઇ૦ સ૦ ૧૬૪૨માં બાલાશોરમાં કોઠી નાંખી.

ઇ૦ સ૦ ૧૬૪૫માં મી૦ ગ્રેબ્રીઅલ બાઊટને પોતાના પગાર પેટે એકલી ઇંગ્લીશ કંપનીનેજ વેપારનો હક સાહજાદાં બાદશાહ પાસેથી અપાવ્યો.

ઇ૦ સ૦ ૧૬૮૧માં મદ્રાસને બંગાલાથી જાદું પાડયું.

„ ૧૭૦૦માં ઔરંગજેબના સાહજાદા આજીમ પાસેથી, સુટાનટી, કલીકટા, ગોવિંદપૂર, એ ગામો વેચાતાં લીધાં.

ઇ૦ સ૦ ૧૬૮૯માં કંપનીએ મુલ્કી સત્તામાં હાથ ઘાલ્યો. અને નીચે પ્રમાણે ઠરાવ કર્યો. "આપણા વેપાર વિષે જેટલી કાળજી રાખવી જોઇએ તેટલીજ ઉપજ વધારવા પણ રાખવી. માટે સર જાન ચાઇલનને હિંદનો ગવરનર જનરલ તથા નૌકા સેનાધિપતિ નીમીને" તેને સલાહ, લડાઇ, અને રક્ષણ સંબંધી કુલ અધિકાર આપ્યો.

## સરવે ઇસ્ટ ઇન્ડીઆ કંપનીઓ વિષે.

ઇ૦ સ૦ ૧૬૦૦માં અંગ્રેજે કંપની સ્થાપી, ૧૬૦૨માં વલંદાએ સ્થાપી, ત્યાર પછી ફ્રેન્ચોએ સ્થાપી. તેમાં પેહેલી ૧૬૦૪માં, ૨–૧૬૧૧માં; ૩–૧૬૧૫માં: ૪–૧૬૪૨માં; રીશલીઅ નામે; ૫–૧૬૪૪માં, કાલબર્કની નામે સ્થાપી. ને છેવટ ઇંડીસની નામે

કંપની સ્થાપી, અને ઇ૦ સ૦ ૧૭૬૯માં માત્ર તેનેજ વેપારનો હક રાખી બાકીની કંપનીઓ રદ કરીઓ અને તે કંપનીનો ૧૭૯૬માં નાશનલ આસેમ્બ્લીએ ઉચ્છેદ કર્યો.

પછી ડેનલે.કોએ. ઇ૦સ૦ ૧૬૧૨માં પેહેલી ને ઇ૦સ૦ ૧૬૭૦ માં બીજી ઇસ્ટઇન્ડીઆ કંપની સ્થાપી.

પછી ઇ૦ સ૦ ૧૬૯૫માં સ્ટોક લૌંકે સ્થાપી પણ તે સ્થપાયા સાથેજ નાશ પામી.

પછી ઇ૦સ૦ ૧૭૩૩માં પીઝીયાઇન એટની બાદશાહી કંપનીને સ્પેનના રાજાએ સનંદ આપી હતી. તેમાંની આસ્ટેંડ કંપની ઘણીજ અગત્યની હતી, પણ તેણે ઇ૦સ૦ ૧૭૮૪માં દીવાળું કાઢયું.

ઇ૦સ૦ ૧૭૩૧માં મી. હેન્રી કનીંગે સ્વીડનની કંપનીની સનંદ મેળવી.

ઇતિ.

# પ્રકરણ ૧૩ મું.

## બ્રીટિશ ગવરનરોની સાલવાર યાદી.

| અનુક્રમ નંબર | સાલ. | નામ. | ઉપનામ. |
|---|---|---|---|
| ૧ | ૧૭૫૮ | પેહેલો ગવરનર લાર્ડ કલાઇવ | |
| ૨ | ૧૭૬૭ | ,, હેરીવિરેલ્સી | |
| ૩ | ૧૭૬૯ | ,, જાન કાર્ટીયર | |
| ૪ | ૧૭૭૨ | પેહેલો ગવરનર જનરલ વારન હેસ્ટિંગ્સ | |
| ૫ | ૧૭૮૫ | ,, સરજાન મેકફર્સન | (કામ ચલાઉ) |
| ૬ | ૧૭૮૬ | ,, માર્કિવસઆવ કાર્નવાલિસ | |
| ૭ | ૧૭૯૩ | ,, સર જાન શોર | લાર્ડ નિગમથ |
| ૮ | ૧૭૯૮ | ,, સર એલ્યુર્ડ કલાર્ક | (કામ ચલાઉ) |
| ૯ | ૧૭૯૮ | ,, લાર્ડ માર્નિગ્ટન | માર્કિવસઆવ વેલસલી |
| ૧૦ | ૧૮૦૫ | ,, માર્કિવસઆવ કાર્નવાલિસ. | (બીજીવાર) |
| ૧૧ | ૧૮૦૬ | ,, સરજયાર્જ બાર્લો | (કામ ચલાઉ) |
| ૧૨ | ૧૮૦૬ | ,, અર્લ આવ મિંટો. | |
| ૧૩ | ૧૮૧૫ | ,, અર્લ આવ મોયિરા. | માકિવસ આવ હેસ્ટિંગસ. |
| ૧૪ | ૧૮૨૩ | ,, જાન આડમ | (કામ ચલાઉ) |
| ૧૫ | ૧૮૨૩ | ,, અર્લ આમ્હર્સ્ટ | |
| ૧૬ | ૧૮૨૮ | ,, લાર્ડ વિલિયમ કેવેંડિસ બેંટીંગ. | |
| ૧૭ | ૧૮૩૫ | ,, સરચાર્લસ મેટ્કાફ | પછીથી લાર્ડ મેટકાફ (કામ ચલાઉ) |
| ૧૮ | ૧૮૩૬ | ,, લાર્ડ આકલાન્ડ | |
| ૧૯ | ૧૮૪૨ | ,, અર્લ આવ એલનબરો. | |
| ૨૦ | ૧૮૪૪ | ,, વાઇ કાઊંટ હાર્ડિંગ. | |
| ૨૧ | ૧૮૪૮ | ,, અર્લ આવ ડલહાઉઝી | (પછીથી માકિવસ) |
| ૨૨ | ૧૮૫૬ | ,, અર્લ કેનિંગ. | |

## બાદશાહતને તાબે હિંદ થયા પછીના વાઈસરાય.

| નંબર | સાલ. | નામ. | ઉપનામ |
|---|---|---|---|
| ૧ | ૧૮૫૮ | ગવરનરજનરલ અર્લ કેનિંગ. | |
| ૨ | ૧૮૬૨ | ,, અર્લ આવ એલગીન | |
| ૩ | ૧૮૬૪ | ,, સરજાન લારેન્સ | લાર્ડ લારેન્સ. |
| ૪ | ૧૮૬૯ | ,, અર્લ આવ મેઓ. | |
| ૫ | ૧૮૭૨ | ,, અર્લ આવ નાર્થ બ્રુક | |
| ૬ | ૧૮૭૬ | ,, અર્લ આવ લિટન | |
| ૭ | ૧૮૮૦ | ,, માર્કવસ આવ રિપન | |

ઈ૦ સ૦ ૧૬૭૪ માં ફ્રેંચે પોંડીચરીમાં પોતાનું થાણું સ્થાપ્યું તેણે કેટલાંક વર્ષો સુધી તો અંગ્રેજ સાથે સલાહ રાખી વ્યાપાર કર્યો પણ ઈ૦ સ૦ ૧૭૪૪ માં યુરોપમાં એ બને રાજ વચે વિરોધ થતાં તે વખતે પોંડીચરીમાં ફ્રેન્ચ ગવર્નર ડુપ્લે હતો, તેણે અંગ્રેજથી વિરોધ ચલાવ્યો. આ વખતે હૈદ્રાબાદમાં નીઝામના વંશજો, અર્કાટમાં નીઝામના નાયબના વંશજો, ત્રીચીનોપલી, તાંજોર, અને મહીસુરમાં હિંદુ રાજા રાજ કરતા હતા.

પ્રથમ અંગ્રેજનું નોકાસેન્ય કોરોમંડલ કાઠે આવ્યું, તેને અર્કાટના નવાબે ડુપ્લેના કેવાથી વિગ્રહ કરવા દીધો નહીં.

પછી ઈ૦ સ૦ ૧૭૪૬ માં લાબુર્દોનેની સરદારી નીચે એક ફ્રેન્ચ સેને આવી મદ્રાસ લઇ લીધું. જેથી અંગ્રેજના તાબામાં માત્ર ફોર્ટસેન્ટ ડેવિડ રહ્યું, જેના માટે અર્કાટના નવાબે, તથા અંગ્રેજના નોકા સેનાધિપતિ એડમિરલ બારકાવેન, તથા ભૂમી સેનાના ઉપરી

મેજર લારેન્સે તેમના સાથે ચડાઈ કરી પણ ફાવ્યો. [illegible] એજ વર્ષમાં ( ૧૭૪૮ માં ) એકસ-લાસાવેલના [illegible]રારથી અંગ્રેજને મદ્રાસ પાછું મળ્યું.

હવે ડુપ્લેના મનમાં હિંદને ફ્રેંચની સત્તા નીચે લેવાનો ઈરાદો હતો, તેથી હેદ્રાબાદ અને અર્કાટની ગાદીપર તેણે પોતાના [illegible]આશ્રાવાળા હકદારોને નીમ્યા હતા, જેથી અર્કાટની ગાદીને દાવો કરનાર મહમદ અલી નામે એક બીજા હકદારે અંગ્રેજની મદદ માગી. તેથી कलाइवे ઇ૦ સ૦ ૧૭૫૧ માં અર્કાટ લેઇ નવાબનો બચાવ કર્યો. ને ઇ ૦ સ૦ ૧૭૬૦ માં વાંદેવાસની લડાઈ થઈ; તેમાં ફ્રેન્ચ સેનાધીપતિ લાલીને સર આઇરકૂટે હરાવ્યો. ને ઇ૦ સ૦ ૧૭૬૧ માં ફ્રેન્ચ પાસેથી પોંડીચરી તથા જીંજીનો ગઢ લીધાં જેથી ફ્રેન્ચ સત્તા પડી ભાંગી.

પછી કલાઇવ બંગાળે ગયો. ત્યાં ઔરંગજેબના મરણ પછી મુરસીદ કુલીખાન નવાબ હતો; અને તે મુરસીદાબાદમાં રહેતો હતો. તેના મરણ પછી તેનો જમાઇ તથા પૌત્ર અલીબર્દિખાન ગાદીએ બેઠો. આ વખત બંગાળામાં અંગ્રેજનું થાણું કલકતામાં હતું. અને ફ્રેન્ચનું ચન્દ્રનગરમાં તથા વલંદાનુ-ચીનસૂરામાં હતું. આ વખતે મરાઠા સ્વારો ત્યાં દેશ લૂટવા આવતા, તેના બચાવ સારૂ ઇ૦.સ૦ ૧૭૪૨ માં અંગ્રેજને કલકતાની આસપાસ ખાઇ ખોદવાની પરવાનગી મળી.

ઇ૦ સ૦ ૧૭૫૬ માં અલીબરર્દિખાન મરણ પામતાં, સીરાજઉદ્દોલા ગાદીએ બેઠો. તેનો પોતાના કોઇ કુટુંબીપર ગુસ્સો થતાં તે કલકતામાં નાશી ગયો. તેને લેવા સારૂ નવાબ લશ્કર લેઇ કલકતે ચડી આવ્યો. તેવારે કેટલાક અંગ્રેજો પોતાનાં વહાણ

નદીમાં હતા તેમાં બેસી નાશી ગયા અને બાકીના સામે થયા. તેને પકડી કેદી તરીકે એક અંધારી કોટડીમાં પૂર્યા. તે કોટડી લોઢાના ગજીઆવાળી, માત્ર થોડાંજ અજવાળાંવાળી તથા ૧૮ચોરસ ફૂટની હતી. તેમાં એ કેદીઓને આખી રાત રાખ્યા. પછી સવારે જ્યારે કોટડી ઊઘાડી ત્યારે ૧૪૬ માંથી માત્ર ૨૩ જણજ જીવતા હતા. આ સમાચાર મદ્રાસ પોંહોચ્યા. તે વખત કલાઇવ ઇંગ્લાંડથી પાછો વળી આવ્યો હતો તે પોતે તથા એડમિરલ વાટસન પોતા પાસેનું લશ્કર લેઇ ગંગા નદીના મુખમાં ગયા. ને થોડુંજ લડવાથી, કલકતા કંપનીના હકો તથા નુકશાનનો બદલો આપી નવાબે સલાહ કરી.

એટલામાં યુરોપમાં ફ્રાન્સ અને ઇંગ્લાંડ વચ્ચે તકરાર થઇ. જેથી કલાઇવે ચંદ્રનગર લઇ લીધું એટલે ફ્રેન્ચે નવાબને કબજામાં લીધો તે જોઈ કલાઇવે મીરજાફર નામે નવાબની ગાદીના બીજા વારસદારને ઉભોકરી તેને મદદ આપવાનો નિશ્ચય કર્યો.

પછી ઇ૦ સ૦ ૧૭૫૭ માં કલકતાથી ઉત્તરે ૭૦ માઇલ પર પ્લાસીનું યુધ થયું તેમાં અંગ્રેજ પાસે માત્ર એક હજાર યુરોપી, બે હજાર દેશી, લશ્કર તથા આઠ તોપો હતી ને નવાબ પાસે પાંત્રીશ હજાર પ્યાદલ, ૧૫ હજાર સ્વાર, ને પચાસ તોપો હતી. સવારથીજ નવાબે તોપોનો મારો ચલાવ્યો. તે વખતે કલાઇવે પોતાની ફોજને ઝાડ તથા માટીના ટીબાની ઓથે રાખી હતી. ને બપોરે જ્યારે તેઓ રાંધવા વીગેરેમાં લાગ્યા હતા. તે વખત એકદમ તૂટી પડયો. ને કેટલાક અમલદારોને પકડયા; જેથી ફોજમાં ગભરાટ થઇ ગયો; અને નવાબ પોતે પણ ઊંટે ચડી નાઠો.

પછી કલાઇવે રાજધાનીમાં જઇ મીરજાફરને ગાદીએ બેસાડયો ને તેની પાસે નીચે પ્રમાણે રૂપીઆ માગ્યા.

૧૦૦૦૦૦૦૦ કંપની માટે. ૨૦૦૦૦૦૦ હિંદુઓ માટે. ૫૦૦૦૦૦૦ અંગ્રેજો માટે. ૧૦૦૦૦૦૦ આરમીઅનો માટે. ૫૦૦૦૦૦૦ નૌકાસેના માટે. ૫૦૦૦૦૦ ભૂમી સેના માટે. એ રીતે માગ્યા, પણ ખજીનો તાજો નહોતાં નવા નવાબે તેણે માગ્યા કરતાં અર્ધા પૈસા તથા ૨૪ ગામની જમીનદારી આપી.

ઇ૦ સ૦ ૧૭૫૯ માં નવાબે આપેલી જમીનદારીનો વેરો જે બાદશાહને ભરવાનો હતો તેપણ બાદશાહે માફ કર્યો. તે ઉપરથી કંપનીએ એમ ઠરાવ કર્યો કે એ જમીનપર દશ વરશ સુધી કલાઇવનો હક રાખવો ને પછી સદામતને માટે કંપનીનો હક છે. અને તેનો પટો ઇ૦ સ૦ ૧૭૬૫ માં બાદશાહે મંજુર કયા.

ઇ૦ સ૦ ૧૭૫૮ માં કલાઇવ બંગાળાનો ગવરનર થયો.

દીલીના બાદશાહનો સાહજાદો સાહ આલમ મરાઠા, અફગાનો, તથા અયોધ્યાના માજી નવાબની મદદ લેઇ મીરજાફરપર ચડી આવ્યો. તે ફોજને ૪૫૦ યુરોપી તથા ૨૫૦૦ દેશી ફોજ લઇ કલાઇવે વીખેરી નાખી. અને દક્ષિણમાં એક ટુકડી લેઇ કર્નલ ફોર્ડને મોકલ્યો. તેણે ફ્રેન્ચ સરદારો લાલી, તથા બુસીને હરાવી મછલી પટણ પાછું લીધું. અને ઉત્તર સરકાર તથા હેદ્રાબાદમાં સત્તા બેસાડી. પછી કલાઇવે વલંદાને હરાવી તેનું ચીનસુરામાં થાણું ખુશીથી રેવા દીધું.

ઇ૦ સ૦ ૧૭૬૦ થી ૬૪ સુધી કલાઇવ ઇગ્લાંડ ગયો. ત્યારે વાંસે જે અગ્રેજ અધીકારી હતો, તેણે ઇ૦ સ૦ ૧૭૬૧ માં મીરજાફરને ગાદી ઉપરથી ઉઠાડી તેના જમાઇ मीरकासीम ને ગાદી

આપી. અને તેની પાસેથી ખાનગી બક્ષીસો ઉપરાંત બર્દવાન, ચીતાગોંગ, અને મીદનાપૂર મહાલ લીધા. જેની ઊપજ ખર્ચ બાદ કરીએ તોપણ ૫૦ લાખ રૂપિઆની હતી.

તે મીરકાશમે તરતજ સ્વતંત્ર થવાનો ઇરાદો કરી પોતાની રાજધાની મોંગીરમાં કરી અને ફોજ જમાવવા લાગ્યો.

હવે કંપનીને જે દાણ માફ થયું હતું, તેનો લાભ કેટલાક દેશીઓ પણ " અમે કંપનીનાં માણસો છીએ " એમ કહી લૈ જવા લાગ્યા. જે પરથી તકરાર ઉઠી. તેનો ત્રોડ ગવર્નર વાન્સી તાર્ત. તથા કાઉન્સીલે કરવા ધાર્યું હતું એટલામાં નવાબે અંગ્રેજની એક હોડીપર ગોળીનો માર ચલાવી પટણામાંના અંગ્રેજના બે હજાર સીપાઇઓને, તથા આખા બંગાલામાંના ૨૦૦ અંગ્રેજને, કાપી નાંખ્યા. જેથી મેજર આદમ્સે નવાબના લશ્કરને પ્રથમ ઘેરીઆ આગળ ને પછી ઊધાનાળા આગળ હરાવ્યું. ઇ૦સ૦૧૭૬૪ જેથી નવાબ અયોધ્યે નાઠો. એટલે અંગ્રેજે ત્યાંના નવાબ. સુરાજ ઉદૌલાને મીરકાશીમ આપી દેવાનું કહેતાં તેણે આપ્યો નહીં. તેથી બકસારનું યુધ થયું તેમાં સુરાજ ઊદૌલા, મીરકાશીમ, તથા તેની સાથે આવેલા, બાદશાહ સાહ આલમને ઇ૦સ૦૧૭૬૪માં સર હેકટરમન્રોએ હરાવી બાદશાહને પણ અરજદાર બનાવ્યો. આવખત લશ્કરી માણસોએ બંડ કર્યું, તે પણ તેમાંના ૨૪ આગેવાનોને તોપને મોઢે ઉડાડી બેસાડી દીધું.

ઇ૦સ૦ ૧૭૬૫ માં કલાઇવ પાછો ગવરનર થઇ આવ્યો. એટલે તેણે નજીર નવાબ પાસેથી લડાઇનાં ખર્ચ પેટે ૫૦ લાખ રૂપિઆ લઇ, સાહઆલમને અલાહબાદ, તથા કોરા પરગણું આપ્યાં. તેથી બાદશાહે કંપનીને બંગાળા, બીહાર, અને ઓરીશાની

દીવાનગીરી, (વસુલાતખાતાંનો કારભાર) તથા ઉત્તર સરકારનો જમાબંધીનો અધિકાર સોંપ્યો.

ઇ૦સ૦ ૧૭૬૬ માં કલાઇવે સઘળા નોકરોના પગારમાં મીઠાના ઇજારામાંથી વધારો કરી આપી; દેશીરાજા પાસેથી, નજરાણો લેવાની, અને ખાનગી વેપાર કરવાની મના કરી.

ઇ૦સ૦ ૧૭૭૦ માં મોટો દુકાળ પડયો તેમાં ⅓ વસ્તી મરણ પામી.

ઇ૦સ૦ ૧૭૭૨ માં કલાઇવ સ્વદેશ ગયો, તેવી ગવર્નર વાર્નહેસ્તિંગ્સ થયો. તેને ડાયરેક્ટર કોર્ટે ફરમાન કર્યું કે "પોતે દીવાન તરીકે આગળ પડવું, વસુલાતખાતાનું કામ પોતાના નોકરોથી લેઇ સંભાળ રાખવી." જે પરથી તેણે મુરસીદાબાદમાં ટ્રીઝેરી હતી તે કલકતામાં આણી. અને તે સંભાળવા યુરોપીઅન કલેકટરો નીમ્યા. નોકરોની ફરી ગોઠવણ કરી વસુલાતખાતામાં સુધારો કર્યો. ઇન્સાફની કોરટો સ્થાપી, પોલીશની થોડીઘણી યોજના કરી, અને ઇ૦સ૦ ૧૭૭૪ માં તે ગવરનરજનરલ થયો.

૧ પેહેલો ગવર્નરજનરલ વાર્નહેસ્તિંગસ ૧૭૭૪–૧૭૮૫

ઇ૦સ૦ ૧૭૭૩ માં પાર્લમેન્ટે રેગ્યુલેટીંગ આકટ નામે કાયદો કર્યો, તેમાં એક કૌન્સીલ નીમી ગવરનરજનરલને તેનો પ્રેસીડેન્ટ નીમ્યો, તે કાઉન્સીલના મેંબરોમાંથી ફીલીપ, તથા ફ્રાન્સીસ વાર્નહેસ્તિંગસને સામા થયા, તેથી, તથા ડાયરેકટરોએ નાણાંનો ઘણો લોભ બતાવ્યો તેથી, તેનો અમલ ઘણો જાંખો થયો છે. પણ તે ઘણોજ હુશિઆર—ને પ્રમાણિક હતો.

બંગાળાનીજ ઉપજમાંથી ખર્ચ પૂરું પાડવા સારૂ તેણે નવાબને અપાતી રકમ અરધી ઘટાડી ૧૬ લાખ રૂપિયાનો વધારો

કર્યો. તથા કલાઇવે અલાહબાદ તથા કોરા જે બાદશાહને અપાવ્યા હતા, તે બાદશાહે મરાઠાને આપતાં હેસ્તિંગ્સે તે બને ભાગ અયોધ્યાના વજીરને ૫૦ લાખ રૂપિએ વેચાથા આપ્યા. તથા કરાર મુજબ જુલમ કરનારા રોહીલાને જીતવામાં વજીરને મદદ કરી આગળ કલાઇવે કરેલા કરાર રદ કરી તેમને અપાતાં પેન્સન બંધ કર્યાં. પછી કાશીના રાજા ચૈતસિંહ પાસે નાણાં માગ્યાં તે તેણે આપ્યાં નહીં, એટલે તેનાપર અંગ્રેજના દુશ્મનો સાથે પત્ર વેહેવાર ચલાવવાનું તોહોમત મૂકી તેને પરેજ કર્યો. ને તેના ભત્રીજાને ગાદી આપી વધારે ખંડણી ઠરાવી.

પછી અયોધ્યાના વજીરની માપર કાશીના રાજાને મદદ કરવાનું તોહમત ઠરાવી, ૧૦ લાખ પાંઊન્ડથી પણ વધારે રકમ તેની પાસેથી લીધી.

ઈ૦સ૦ ૧૮૮૬ માં તે સ્વદેશ ગયો, ત્યાં હાઊસ આવ કામન્સે તેના પર જુલમનાં કામનો આરોપ મૂકી કેશ ચલાવ્યો! તે ઈ૦સ૦ ૧૭૯૫ સુધી ચાલ્યો. તેમાં લાર્ડની સભાએ તેનાપર ઘણીજ દયા કીધી અને સઘળાં તોહોમત નાસાબિત કર્યા. તોપણ તે પોતાનો બચાવ કરવામાં ઘણાંજ નાંણાં ખાઇ ગયો. ને પાયમાલ થઇ ગયો.

## પેહેલો મરાઠી વિગ્રહ

પુનાની ગાદીનો દાવો કરનાર રઘુજી ભોંસલે જોડે મુંબઇ સરકારે ઇ૦ સ૦ ૧૭૭૫માં સુરતમાં એવો ઠરાવ કર્યો કે તેને પુનાની ગાદી અપાવવી. ને તે પેટે તેણે અંગ્રેજને સાલ્સેટ અને વસઇ આપવાં. તે કરાર પાર પાડવા માટે લઢાઇ થઇ. તેને પેહેલો મરાઠી વિગ્રહ કહેછે.

પ્રથમ ઇ૦ સ૦ ૧૭૭૯ માં મરાઠાએ અંગ્રેજી ફોજને હરાવી, વાગાંમમાં પોતાની મરજી અનુસાર કરાર લખાવી લીધો. પણ આ વાતની વાર્ન હેસ્તિંગ્સને ખબર પડતાં તેણે બંગાળાનાં તમામ લશ્કરની મદદ મોકલી આપી. તેમાંના કર્નલ ગાડર્ડે ગુજરાતના તવંગર પ્રાંતોની તથા કપ્તાન પોપ્હામે ગ્વાલીઅરગઢની જીત કરી ને છેવટ ઇ૦ સ૦ ૧૭૮૨ માં સાલબાઇ મુકામે તહનામું થયું. તેની રૂએ સાલ્સેટ ને ધારીપૂરી અંગ્રેજને મળ્યાં, તથા રઘુજીને મોટું પેન્સન મળ્યું. ત્યાર પછી મહીસુર બોડે વિગ્રહ ચાલુ થયો ૧૭૮૦ થી ૧૭૮૪

અંગ્રેજની સામા થવા સારૂ નીજામ મહીસુરને મરાઠાએ એકો કર્યો. તેમાંથી નાગપુરના મરાઠા તથા નીઝામને અંગ્રેજે ફીટવ્યા; તોપણ મહીસૂરનો હૈદરઅલી અંગ્રેજપર તૂટી પડ્યો. ને પોલી લોરના સંગ્રામમાં કરનલ બેલીના હાથ નીચેની જબર ટુકડીને કતલ કરી, મદ્રાસ સુધી આવી પોહોંચ્યો.

વાર્ન હેસ્તિંગ્સે સમુદ્ર વાટે સરઆયરકુટને મદ્રાસની વારે, અને પગવાટે કર્નલ પીઅર્સનને વરાડ તથા નીઝામને ત્રાસમાં રાખવા મોકલ્યા.

ઇ૦સ૦ ૧૭૮૨ માં હૈદરઅલી મૂઓ.

ઇ૦સ૦૧૭૮૪ માં તેના છોકરા ટીપુ સાથે અરસપરસનુ જીતામણું પાછું આપવાના કરાર થયા.

લાર્ડ કાર્નવાલિસ ઇ૦સ૦ ૧૭૮૬–૧૭૯૩ વાર્નહેસ્તિંગ્સના જવા પછી વીસ માસ સુધી કંપનીના સિવિલ સર્વંટ સર જાન માકફરસને કામ ચલાવ્યું. ત્યાર પછી લાર્ડકાર્નોવાલીસ આવ્યો. એ ત્રણ કાર્યોને માટે પ્રખ્યાત છે ૧ મહીસુરનો બીજો વિગ્રહ ૨ મુલકી

કારભારની ઇમારત ચણાવી. ૩ બંગાળામાં સ્થાયી જમાબંધી બાંધી.

૧ લાર્ડ કાર્નાવાલીસ પોતે મહીસુરપર ચડયો. તથા મોટા ઠાઠ-માઠથી સેનાધિપતિનુ કામ પણ પોતેજ બજાવ્યું. આ વખતે નીજામ તથા મરાઠાએ મદદ કરી. ઇ૦સ૦ ૧૭૯૦ થી તે ૧૭૯૨ સુધીમાં. ત્યાંના સુલતાન ટીપુ ને બરોબર હરાવવાથી તેણે લડાઇનાં ખર્ચને માટે ત્રણ કરોડ રૂપિઆ આપ્યા તથા પોતાનાં રાજનો અર્ધો ભાગ ત્રણે રાજને વેંહેંચી આપ્યો.

૨ મુલ્કી કારભારની ઇમારત એવી રીતે ચણી કે ફોજદારી ઇનસાફનું કામ યૂરોપીઅનોને સોંપ્યું. કલકતામાં સદરઅદાલત અને સુપ્રીમ કોરટો સ્થાપી. કલેકટર તથા જડજને જૂદા પાડ્યા. અને એ પધ્ધતિ છેવટ મુંબઇ અને મદ્રાસમાં પણ ચાલુ કીધી.

૩ જમાબંધી. ગએલાં વર્ષોમાં ઉપજેલી ઊપજનો હિસાબ કઢાવી; તે પ્રમાણે દર વર્ષે આપવા પ્રથમ દશ વર્ષની ખેડુતોને બાંધી કરી આપી. ને ઇ૦સ૦ ૧૭૯૩ માં હમેશને માટે તે મુકરર કરી આપી. તે પ્રમાણે આશરે ૩૦ લાખ પાઊન્ડ ઊપજ થઇ.

**सरजान सोर** ૧૭૯૩–૧૭૯૮ એ પાંચ વર્ષ સુધી હિંદમાં ગવરનર જનરલ રહ્યો, તેના વખતમાં કોઇ મોટો બનાવ બન્યો નથી.

**लार्ड मार्निंग्टन अथवा लार्ड वेल्लेस्लेय** ૧૭૯૮ થી ૧૮૦૫ સુધી. એના વખતમાં મુગલાઇ રાજ પડી ભાંગ્યું હતું બાકી માત્ર અંગ્રેજ મરાઠા, અને બાદશાહના મુસલમાન ગવરનરો, એ ત્રણ રાજ જોરાવર હતાં, તેમાંથી અંગ્રેજને સર્વોપરી ઠેરાવવાની એ મોટા માણસે ધારણા બાંધી. પ્રથમ અયોધ્યાના વજીરથી કરાર પ્રમાણે કેટલાંક વર્ષ સુધી નાંણાં ભરાતાં નહીં, તે ચડેલાં નાણાંમાંથી એક કરોડ રૂપિઆ પેટે તેણે ઇ૦સ૦ ૧૮૦૧ માં લખનોરના કરારની સરતે ગંગાજમનાનો પ્રદેશ તથા રોહીલ ખંડ લીધાં.

પછી નીઝામથી દોસ્તી કરી, તેની પાસેથી ફ્રેન્ચ પલટનોં કઢાવી નાંખી અને અંગ્રેજની મંજુરી વગર કોઈ યુરોપીઅન નોકરને ન રાખવાનો કરાર કરી લીધો.

પછી ટીપુને નીઝામ સાથે કરેલા કરાર પાળવાનું કહેતાં તેણે માન્યું નહીં જેથી મહીસુરનો ત્રીજો વિગ્રહ ઊભો થયો.

આ વખતે ટીપુ ફ્રાન્સના રાજા નેપોલીઅન બોનાપાર્ટથી પત્ર વહેવાર ચલાવતો હતો. તથા કેટલાક ફ્રાન્સીસોને નોકરીમાં રાખી કવાયતી લશ્કર બનાવ્યું હતું. તેપર લાર્ડ વેલેસ્લિ નીઝામ સહીત મોટા ઠાઠ માઠથી ચડયો. ત્યારે ટીપુ નહીં જેવો સંગ્રામ કરી શ્રીરંગ પટણમાં ભરાણો; ત્યારે અંગ્રેજો પાછળ ધસ્યા ને ૧૭૯૯ માં તેને છેક હરાવ્યો, તેમાં તે મરણ પામ્યો એટલે તેના રાજની નીચે પ્રમાણે વેહેચણ કરી.

૧ જેટલો ભાગ અસલ હિંદુ રાજાનો હતો, ને જે તેની પાસેથી હેદરઅલીએ ખુંચી લીધો હતો, તેટલો તે હિંદુ રાજાના વારસને આપ્યો.

૨ ટીપુનો બાકીનો મુલક અંગ્રેજ નીઝામ અને મરેઠાએ વેંચી લીધો.

૩ ટીપુના પુત્રોને મોટું પેનસન કરી આપ્યુ. જેમાંનો છેલો સાહજાદો ગુલામ મહમુદ ઈ૰સ૰ ૧૮૭૭ સુધી જીવતો હતો અને સુપ્રેહના અમલદારનું કામ કરતો.

આ જયથી જનરલ હારીસને અમીરપદ તથા વેલેસ્લેને આયરીસ માર્કિવસનો ઈલકાબ મળ્યો.

એજ વિગ્રહમાં અકુટ આગે તાંજોરનું રાજ ખાલસા કર્યું એ રીતે સ્વતંત્ર મુસલમાન ગવર્નરોની જીતી ઘણી પરા બંગાળા

ઇલાકો તથ તમામ મદ્રાસ ઇલાકો હાલછે તેટલો બનાવ્યો.

## મરાઠી રાજ્ય.

મરાઠી રજ્યના પાછળથી પાંચ ફાંટા થઇ ગયા હતા.

૧ પુનામાં--પેશ્વાનું. ૨ વડોદરામાં--ગાયકવાડનું.

૩ ગ્વાલીઅરમાં--સીંધીઆનું. ૪ ઇંદોરમાં--હોલ્કરનું.

૫ નાગપૂરમાં--ભોંસલેનું. એ બધાંમાં પેશ્વાનું સર્વોત્તમ ગણાતું. તે પેશ્વાનેજ હોલકરે બ્રિટિસ રાજમાં ભગવવાની ફરજ પાડતાં તેણે ઇ૦સ૦ ૧૮૦૨ માં તહનામું કરી આપ્યું કે અંગ્રેજની રજાવગર કોઇપિણ દેશી કે પરદેશી જોડે વેહેવાર રાખવો નહીં. અને તેણે સાહ્યભૂત સેનાનાં ખર્ચ માટે મોટો મુલક આપ્યો. (જેથી મુંબઇ ઇલાકાનો ઘણોખરો ભાગ બન્યો.) જેથી બીજો મરાઠી વિગ્રહ ઉત્પન્ન થયો, તે એટલાજ માટે કે એ કરાર ભોંસલે અને સિંધીઆએ કબુલ રાખ્યો નહીં, તેથી યુધ્ધ થયું તેમાં લાર્ડ વેલેસ્લેયે આસ્સાએ અને આર્ગામમાં જય મેળવી, અહમદનગર લીધું. તથા લાર્ડ લેકે ઊત્તરમાં રહી અલીગઢ, અને લાસ્વારીમાં જય મેળવી દીલી તથા આગ્રા લીધાં, તથા સિંધિઆ પાસે પણ ફ્રેન્ચ કવાયતી લશ્કર હતું તેને વિખેરી નાખ્યું. ઇ૦સ૦ ૧૮૦૩ પછી સધી કરી, તેમાં જમનાની ઊત્તરનો તમામ પ્રદેશ, તથા આંધળો બાદશાહ સિંધીઆએ ને ઓરીસાપ્રાંત ભોંસલેએ અંગ્રેજને સ્વાધીન કર્યા તથા વરાડ પ્રાંત નીઝામને ભોંસલે પાસેથી અંગ્રેજે અપાવ્યો.

પછી જસવંતરાય હોલ્કર માળવા અને રજપૂતાનામાં લુટ કરવા લાગ્યો, તેણે ઇ૦ સ૦ ૧૮૦૪માં કર્નલ મોન્સનને હરાવી તેની પાસે વાર્ગામમાં અંગ્રેજથી વિરૂધ્ધ કરાર કરાવ્યો. અને ઇ૦ સ૦ ૧૮૦૫માં લાર્ડ લેકની ભરથપુરમાં હાર થઇ. પણ

છેવટ ઈ૦ સ૦ ૧૮૨૭માં ભરથપૂર જીતાયું. તથા ઈ૦ સ૦ ૧૮૪૭ માં સિખરાજ જોડે વિગ્રહ થતાં પંજાબ અંગ્રેજને હાથ આવ્યું. અને અંતે ઈ૦ સ૦ ૧૮૭૭માં મહારાણી વીક્ટોરીઆએ હિંદની એમ્પ્રેસનો ઇલકાબ ધારણ કર્યો તેથી લાર્ડ વેલેસ્લીએ ધાર્યા પ્રમાણે હિંદની બાદશાહી અંગ્રેજના હાથમાં આવી.

ઇતિ

## પ્રકરણ ૧૪મું.

લાર્ડકાર્નવાલીસ બીજીવાર ૧૮૦૫ અને ડાયરેકટરોએ લાર્ડ વેલેસ્લીનાં કૃત્યોથી ખર્ચ ઘણું થઈ ગયું હતું તેથી, જેમ બને તેમ વિગ્રહ ન કરી સલાહ સંપથી વર્તી ખર્ચ ઘટાડવાની ભલામણ કરી, મોકલ્યો હતો, પણ દશ અઠવાડીઆંની અંદર તે ગાજીપૂરમાં મરણ પામ્યો.

સરજાર્જ બાર્લો ૧૮૦૫ એને પણ ડાયરેકટરોએ ઉપર પ્રમાણેજ સીખામણ આપી મોકલ્યો હતો તેથી તેણે રજપૂતો સાથે કરેલા કરારો તોડયા. એટલે સિંધિઆ તથા હોલ્કર વધારે જોરમાં આવ્યા.

ઈ૦ સ૦ ૧૮૦૬માં મદ્રાસી સીપાઇઓએ બંડ કર્યું. પણ તે તરત સમાવી દેવામાં આવ્યું.

લાર્ડ મિન્ટો ૧૮૦૭ થી ૧૮૧૩ સુધી, એને પણ ડાયરેકટરોએ દેશી રાજની વચમાં ન પડવા આજ્ઞા કીધી હતી, તે તેણે અંગ્રેજના નામને નુકશાન ન લાગે તેવી રીતે પાળી.

તેણે મોરીસ બેટનો કબજો કર્યો. તથા જાવા બેટપર સ્વારી કરી જીતી લીધો. અને અફગાનીસ્તાન, ઇરાન, તથા પંજાબમાં, લાર્ડ વેલ્લેસ્લીના હાથ નીચે કેળવાએલા એલચી મોકલ્યા. અને

પોતે, પેશાવર જઈ અફગાનીસ્તાનના અમીરને મળ્યો હતો.

લાર્ડ મોઇરા અથવા માર્ક્વસ આવ હેસ્તિંગ્સ ૧૮૧૪-૧૮૨૩

૧ નેપાળનો વિગ્રહ ઇ૦ સ૦ ૧૮૧૪-૧૮૧૫.

નેપાળના અસલ વતની નેવાર લોક તેઓ અસલ ટિબેટના વતની છે, તથા બૌદ્ધ ધર્મ પાળે છે.

હાલમાં ત્યાં ગુરખા લોકો રાજ કરતા તેઓ અસલ રજપૂત હતા અને તેણે ઇ૦ સ૦ ૧૭૬૭માં તે દેશ કબજે કર્યો. ત્યારપછી તેઓ ગંગાના પ્રદેશની ઇંગ્રેજી પ્રજાને પીડવા લાગ્યા, તે બાબત તેને જ્યાર્જ બાર્લોએ તથા લાર્ડ મીન્ટોએ સમજાવ્યા છતાં માન્યુ નહીં ત્યારે ઇ૦ સ૦ ૧૮૧૪માં માર્ક્વિસ આવ હેસ્ટિંગ્સે સ્વારી કરી તેમાં જીત થઇ નહીં. પછી એજ સાલમાં બીજી સ્વારી જનરલ ઓક્ટર્લોનીની સરદારી નીચે કરી કેટલાક ગઢ લીધા જે આજ પણ હિમાલયની તળેટીના ભાગમાં આવેલા પંજાબ સરકારના તાબામાં છે. ઇ૦ સ૦ ૧૮૧૫માં ત્રીજી સ્વારી કરી ખટમંડુ સુધી જીત કરી. સેગાઉલીમાં કરાર કર્યા, એટલે તે પ્રમાણે તેઓ સિકિમમાંથી પાછા વળી ગયા. અને હિમાલયની નૈરૂત્યે આગળ વધી આવેલાં થાણાં ઊઠાવી લીધાં તથા નૈનીતાલ, મસુરી, અને સિમલા, અંગ્રેજને આપ્યાં.

૨ પિંડારાનો વિગ્રહ ઇ૦ સ૦ ૧૮૦૪-૧૮૧૭.

તેઓ અમીરખાં, ચિતુ, કરીમ, નામે નાયકોની સરદારી નીચે મળેલા પઠાણ, જાટ, મરાઠા, વગેરે અનેક જાતના બારવટીઆને લુટારા માણસો એકઠા થએલા હતા, તેની ઘણી સંખ્યા હતી તથા તોપો વગેરે લશ્કરી સામાન પણ તેમની પાસે ઘણો હતો. તેઓ પિંડારા કહેવાતા ને મધ્ય પ્રાંત, મુંબઇ ઇલાકો, મદ્રાસ ઇલા-

કો, વગેરે ઠાયે ઠેકાણે લુંટફાટ કરતા. તેને ગવર્નર જનરલે ૧ લાખ ૨૦ હજાર માણસનું લશ્કર એકઠું કરી નાશ કર્યા. તે એવી રીતે કે અમીરખાંનને ટાંકનું સંસ્થાન આપી લશ્કરને રજા દેવરાવી. તેથી કરીમ પણ શરણે આવ્યો. ને ચિતૂ જંગલમાં નાશી ગયો. ત્યાં તેને વાઘે ફાડી ખાધો, એટલે તેના મુલકને અંગ્રેજે મધ્ય પ્રાંતમાં ભેળી દીધો.

૩ છેલો મરાઠી વિગ્રહ ઈ૦ સ૦ ૧૮૧૭–૧૮૧૮.

ઈ૦ સ૦ ૧૮૦૨ના કરારથી કંટાળેલા પેશ્વા બાજીરાવે સામે થવાની તૈયારી કરી. જેની જાણ થવાથી રેસીડંટ એલ્ફિન્સ્ટન એક અંગ્રેજી પલટન મંગાવી ખડકીમાં હુશીઆરીથી રહ્યો પણ બીજે દિવસે પેશ્વાની તમામ ફોજ રેસીડન્સીને બાળી નાંખી .ખડકીપર તુટી પડી તેને અંગ્રેજે હઠાવી. -એટલે પેશ્વા રાજધાની તરફ નાઠો, અને અંગ્રેજે તેનો તમામ મુલક મુંબઇ ઇલાકામાં જોડી દઇ તેને બીથુરમાં રાખી દર વરસે ૮ લાખ રૂપીઆનું પેનશન બાંધી આપ્યું. (એ પેશ્વાનો દત્ત પૂત્ર નાના સાહેબ ઈ૦ સ૦ ૧૮૫૭ના બળવામાં સામે થયો હતો.)

પેશ્વાનું રાજ લીધું તે બદલ શીવાજીના ખૂણે પડેલા એક વંશજોને સતારાની ગાદીએ બેસાડયો.

ઇ૦ સ૦ ૧૮૧૭માં ગાયકવાડ સાથે પુનામાં નીચે પ્રમાણે કરાર કરી તેને પેશ્વાના કબજામાંથી છોડાવ્યો. ૧ જે વાંધો ઊઠે તેનો કરાર અંગ્રેજ સરકાર પાસે કરાવવો. ૨ અંગ્રેજ સરકારનું જે સાહેકારી લશ્કર ત્યાં રહે તેના પગાર પેટે પ્રાંતો આપવા.

પછી સીતાબલદીના ડુંગરી કિલ્લામાં નાગપૂરના રાજાને હરાવી અંગ્રેજના વાલીપણા નીચે એક બાળકને ગાદી આપી.

પછી મેદતીપુરના યુધ્ધમાં હોલકરને હરાવી તેની ગાદી પણ

અંગ્રેજના વાલીપણા નીચે એક બાળકને આપી. પછી રજપુત સંસ્થાનના રાજાઓને મંડળિક બનાવ્યા.

લાર્ડ આમ્હર્સ્ટ ઇ૦ સ૦ ૧૮૨૩–૧૮૨૮.

૧ બ્રહ્મદેશનો પેહેલો વિગ્રહ.

બ્રહ્મી લોક અસલ ચીન અને ટિબેટના વતની છે. તેઓ બૌધ ધર્મ પાળે છે, અને તેની રાજધાની આવામાં છે. તેનો રાજા ઓલમ્પ્રાવંશનો કહેવાય છે. એ વંશ ઇ૦ સ૦ ૧૭૫૦માં ત્યાં સ્થાપન થયો છે. તે લોકો છેવટ બંગાળામાં પેસારો કરવા લાગ્યા. તે બાબત તેને સમજાવ્યા છતાં પણ માન્યું નહીં. ત્યારે લાર્ડ આમ્હર્સ્ટે તોપોનું વાહાણ બ્રહ્મપુત્રની વાટે આસામ મોકલી એક લશ્કર મદ્રાસથી સમુદ્રવાટે ને બીજું ચિત્તાગોંગથી પગ વાટે મોકલ્યું. તેમાંના ૨ લાખ માણસ તાવ વગેરે બીમારીથી મરણ પામ્યાં તોપણ બે વરસ સુધી વિગ્રહ ચાલ્યો અને ૧૪ કરોડ રૂપીઆ ખર્ચ થયું. છેવટ ઇ૦ સ૦ ૧૮૮૬માં આવાના રાજાએ યાંદાબુનો કરાર કર્યો. તેમાં આસામ, આરાકાન, ને તિનાસરીમ પ્રાંત અંગ્રેજને આપી દીધા.

૨ ઇ૦સ૦ ૧૮૨૭ માં ભરતપુરના જાટરાજની ગાદીનો દાવો ઉઠતાં અંગ્રેજે વચમાં પડી સુરંગ ફોડી કિલ્લો તોડી લાર્ડ કામ્બર મીઅરે અંદર ધસી એ ગઢ લીધો અને પ્રથમ અહીં લાર્ડ લેક ની હાર થવાથી જે નામોશી લાગી હતી તે ભુંશી નાંખી.

લાર્ડ વિલિઅમ બેંટિંક ઇ૦સ૦ ૧૮૨૮ થી. ઇ૦સ૦૧૮૩૫

૧ બ્રહ્મી લડાઇ થી ઘણું ખર્ચ થઇ ગયું હતું. તેથી નીચે પ્રમાણે વસુલાત ખાતામાં સુધારો કરવાની તેને ફરજ પડી.

૧ સ્થાઇ ખર્ચમાં વરસે દોઢ કરોડ રૂપીઆનો ઘટાડો કર્યો.

૨ જે જમીનનો વેરો ગેરવાજબી રીતે ઉભરતો હતો. તેમાં વધારો કર્યો.

૩ માળવાના અફીણ પર જકાત નાંખી.

૪ દેશી લોકોને કંપનીની નોકરી મેળવાના બસ્તી હક આપ્યા.

૨ સતી થવાનો ચાલ બંધ પાડયો. એ ચાલ એટલો તો વધી ગયો હતો કે ઇ૦સ૦ ૧૮૧૭ માં એકલા બંગાળામાં ૭૦૦ વિધવા બળી મૂઇ હતી. કેમકે એ કામ બહુ પવિત્ર ગણાતું હતું. તથા તેમ કરવાનો એક વેદનો મંત્ર પણ બતાવવામાં આવતો. જેનો અર્થ ખોટો કર્યો હતો.

એ ચાલ પ્રથમ અકબરે બંધ પાડી હતી. પણ તે બંધી ટકી નહીં. પછી તે બંધી પાછી શરૂ કરવા લાર્ડ બેટિંક ઇરાદો કર્યો. ત્યારે પણ ઘણા લોકો તેને સામા થયા હતા. તો પણ તેણે ઇ૦સ૦ ૧૮૨૯ માં કાઉન્સીલમાં એવો કાયદો મંજુર કરાવ્યો કે "જેઓ સતીને મદદ કરે તેમને સર્વેને સાપરાધ મનુષ્ય વધ કરનારા ગુન્હેગાર ગણવા."

૩ ઠગીનો નાશ કર્યો. તેઓ વંશ પરંપરાના લુટારા હતા; તે માણસના ગળામાં ફાંસો નાખી તેનો જીવ લેતા ને કાળી નામે દેવીને ભોગ ધરાવતા. તેઓમાંના ૧૫૬૨ જણને ઇ૦સ૦ ૧૮૨૬ થીતે ઇ૦સ૦ ૧૮૩૫ સુધીમાં પકડી ધીરે ધીરે તેની જડ ઉખેડી નાંખી. (આ કામમાં તેને કપતાન સ્લીમે બહુ મદદ કરી.)

૪ ઇ૦સ૦ ૧૮૩૦ માં મહીસુરમાં જપ્તી બેસાડી.

૫ ઇ૦સ૦ ૧૮૩૩ માં ઇસ્ટ ઇંડિઆ કંપનીને બીજા વીસ વરસની સનદ મળી તે એવી રીતે કે કંપનીએ પોતાનો વેપાર તદન બંધ કરવો અને યુરોપી લોકને દેશમાં વસવા દેવા. પછી

એજ વરસમાં ગવર્નર જનરલની કાઉન્સીલમાં કાયદાખાતે એક ચોથા મેમ્બરનો વધારો કર્યો.

૬ ઇ૦ સ૦ ૧૮૩૪ માં કુર્ગની વસ્તીએ પોતાના રાજાને કાશી-માં રાખવાનો ને કંપનીને રાજ સોંપવાનો ઠરાવ કરવાથી કુર્ગ ખાલસા કર્યું.

એ ગવર્નર જનરલનું કલકત્તામાં પુતળું છે. તેપર મેકાલેએ નીચે પ્રમાણે લેખ લખ્યોછે. "તેણે ક્રૂર વિધિઓને નાબુદ કર્યા, તેણે નામોશી ભરેલા ભેદ કાઢી નાખ્યા સર્વ લોકના અભીપ્રાય જાહેર કરાવાની તેણે છુટ આપી. તેને હવાલે જે પ્રજા સોંપવા-માં આવી હતી. તેમની બુદ્ધિ અને નિતિને સુધારી તેમને ઊંચા લક્ષણની કરવી. એ તેનુ નિરંતર ચિંતન હતું."

લાર્ડમેટ્કાફ ઇ૦ સ૦ ૧૮૩૫–૧૮૩૬

છાપખાનાને પુંર્ણ છુટ આપવાનો વિચાર જે આગ્ગે ગવર્નરે ઊઠાવ્યો હતો. તે એણે અમલમાં આણ્યો.

લાર્ડઑકલાંડ. ઇ૦ સ૦ ૧૮૩૬–૧૮૪૨

૧ કાબુલનો જંગ.

ગીજની અને ગોરી વંશનો નાશ થવા પછી કાબુલમાં અહમદશાહ દુરરાની નામે અફઘાન ઇ૦ સ૦ ૧૭૪૭ માં ગાદીએ બેઠો. તે ઇ૦ સ૦ ૧૭૭૩ માં મુઓ. ત્યારે તેને ઘણા દીકરા હતા તેમાંથી બકરજાઇ નામે કુળનો મુખી દોસ્ત મહમદ ઇ૦ સ૦ ૧૮૨૬ માં અમીર નામધારી ગાદીએ બેઠો તે વખતે બીજા બે શાહજાદા લુધીઆના શેહેરમાં અંગ્રેજની સાહેમાં આવી રહ્યા. આ વખત ઇરાનીઓએ હેરાતને ઘેર્યું હતું. રશિઆ તથા ફ્રેંચ ચઢી આવવાનો ભય હતો. તે ભય દુર કરવા સારૂ અરસપરસ યોગ્યતાવાળા

કરાર કરવાની વાત દોસ્તમહમદે અંગ્રેજી વકીલ અલેક ઝાંડર બર્ન્સે જણાવતાં તેણે "પેશાવર આપોતો કહયા મુજબ કરાર કરી આપુ." એમ કહ્યું. પણ પેશાવર હિંદની ભાગોળ હોતાં એ વાત તેથી કબુલ કરી શકાઇ નહીં. અને લુધીઆનામાં નાશી આવેલા બે શાહજોદામાંથી શાહસુજા નામે શાહજાદા પાસે જોઇતા કરાર કબુલ કરાવી, તેને સિંધમાંથી બોલન ઘાટને રસ્તે લઇ જઇ, ગીજની સર કરી, ઇ૦ સ૦ ૧૮૩૯ માં ગાદીએ બેસાડયો. એટલે દોસ્તમહમદ નાઠો. તેને પકડી રાજકેદી તરીકે કલકત્તામાં આણ્યો. પણ આ કામ પ્રજાની મરજી વિરૂધ થયું હતું. તેથી પ્રજાએ શાહસુજાને રાજા માન્યોજ નહીં અને ઇ૦ સ૦ ૧૮૪૧ માં અફગાનો એકદમ તુટી પડયા તેણે સર અલેક ઝાંડર બર્ન્સને કાપી નાખ્યો તથા દોસ્ત મહમદના શાહજાદા અકબરખાંને મેકનાટનને સલાહનું બહાનું કરી વિશ્વાસ ઘાતથી મારી નાખ્યો જેથી ભરશિઆળે ૪ હજાર યુધ્ધાને ૧૨ હજાર છાવણીના અનુગામીઓને ત્યાંથી રવાના થવું પડયું. તેમાંથી એકલો દાકતર બ્રાઇડોન જલાલાબાદમાં જનરલ સેલ પાસે જીવતો આવ્યો. બાંકીના બધા અફગાનોના હથિઆરોથી તથા ટાઢથી મરણ પામ્યા.

લાર્ડએલેનબરો ૧ એણે કંદહાર અને જલાલાબાદથી લશ્કર બોલાવી લેવાનું નકી કરી જનરલ પોલોક જે પંજાબથી જનરલ સેલની મદદે જતો હતો તેને કાબુલ સુધી જવા ફરમાવ્યું. તથા જનરલ નોટને કંદહારથી ઉપડી આવવા ફરમાવ્યું. તેમાં સાફ લખ્યું કે કાંઇ અરીષ્ટ થશે તો તેનો જોખમ જનરલને શિરછે, તેમ છતાં જનરલ નોટ કાબુલ જઈ જનરલ પોલોકને મળી ઇ૦ સ૦ ૧૮૪૩ માં ત્યાંનું દારૂખાનું સળગાવી દીધું. ને મહમદ ગીજનીના રોજાના કમાડ જે સોમનાથના મંદીરનાં કમાડ કહેવાતાં હતાં તે લઇ તમામ લશ્કર

સહિત પાછો આવ્યો. ને એ કમાઉ આખા પંજાબમાં ફેરવ્યાં.

૨ સિંધ ખાલસા કર્યું. ઇ૦સ૦ ૧૮૪૩ તે એવી રીતે કે ત્યાંના મુસમાન રાજા મીર કહેવાતા હતા. તેઓ પોતાનું સ્વતંત્રપણું આપી દેવાને નાખુશી બતાવતાં સર ચાર્લ્સ નેપીઅરે ઇ૦સ૦ ૧૮૪૩ માં મીઆનીના યુધ્ધમાં ૧૨ હજાર બલુચિઓને હરાવી સિંધ દેશ લઇ લીધો.

૩ ગ્વાલિઅરનો વાંધો. ત્યાં ગાદી માટે વાંધો ઉઠ્યો. તેમાં સિંધિઆએ હંગામો કરતાં તેને મહારાજપુર અને પન્નીયારની લડાઇમાં લાર્ડ એલેન્બરોએ હરાવ્યો. ઇ૦સ૦ ૧૮૪૩

લાર્ડહાર્ડીંગ ઇ૦સ૦૧૮૪૪–૧૮૪૮

૧ સીખવિગ્રહ. એ લોકો ઇ૦સ૦૧૪૬૯ માં અવતરેલા નાનક ભક્તના વંશના હતા. નાનકથી ગોવિંદસિંહ સુધી દશ જણ ઇ૦સ૦૧૭૦૮ સુધીમાં થયા. તેમને મુગલ બાદશાહોએ પીડ્યા. અને ઔરંગજેબ પછીના મુગલ બાદશાહોએ તેનો લગભગ ઉચ્છેદ કર્યો.

ઇ૦સ૦૧૭૮૦ માં જન્મેલા રણજીતસિંહને ઇ૦સ૦ ૧૮૦૦માં અફગાનોએ પંજાબનો ગવર્નર નીમ્યો. તેણે અંગ્રેજ અમલદારની સરદારી નીચે લશ્કરને ખુબ ધર્મ જુસ્સો ચડાવી ભારે કેળવ્યું હતું.

ઇ૦સ૦ ૧૮૦૪ માં ત્યાં અંગ્રેજનું રાજ આવી પહોચ્યું, ને તેની સાથે ઇ૦સ૦૧૮૦૯ માં મેટકાફે કરાર કર્યા તે પ્રમાણે ઇ૦સ૦૧૮૩૯માં રણજીતસિંહ મૂઓ. ત્યાં સુધી વર્ત્યો. પણ અફગાનીસ્તાનમાં અંગ્રેજની લડાઇ થવા પછી ખાલસા સૈન્યની મરજી અંગ્રેજની સાથે લડવાને બહુ ઉશ્કેરાઇ હતી. તેથી ઇ૦સ૦૧૮૪૫માં ૬૦ હજાર માણસ તથા ૧૫૦ તોપો

લઇ તે અંગ્રેજી લશ્કરપર ચડી તેનું અને અંગ્રેજ સેનાપતિ સર હ્યુ ગાફ તથા ગવર્નર જનરલનું. મુડકી, ફીરોજશેહેર, અલીવાલ, અને સોબ્રાઓન, એ ચાર ઠેકાણે ત્રણું ચઢવાડીઆની અંદર ભારે યુધ્ધ થયું. તેમાં અંગ્રેજને ભારે હાની થઇ. પણ છેવટની લડાઇના જયથી નીચે પ્રમાણે કરાર થયો.

૧ જલંદર દુઆબ અંગ્રેજે ખાલસા કરવો.

૨ સીખફોજની અમુક હદ ઠરાવવી.

૩ રણજીતસિંહના બાળક દુલીપસિંહને રાજા માનવો.

લાર્ડ આવ્ ડલહૌસી, ઇ૦સ૦ ૧૮૪૮–૧૮૫૬ સુધી.

એ ઘણો મોટા મનનો અને ઇંગ્લાંડમાં ઘણો માનકારી માણસ હતો.

૧ લાલ સમુદ્રની વાટે આગબુટ રસ્તે. વિલાયત જવાનો રસ્તો ખુલ્લો થવામાં એણે મદદ કરી,

૨ સોંઘે રસ્તે કાગળ પહોંચાડી દેવાય એવાં ટપાલખાતાંમાં એણે સુધારો કર્યો.

૩ રેલવે ચાલુ કરવાનું તથા સડકો બાંધવાનું પબલીક વરકસ ખાતું કાઢયું.

૪ નેહેરો ખોદાવી તેમાં મહાન ગંગાની નેરહેરનું મુરત પોતાના હાથથી કર્યું.

૫ બીજો સીખ વિગ્રહ. ઇ૦સ૦ ૧૮૪૯માં જ્યારે ત્યાંનો રેસીડંટ હેનરી લારેન્સ માંદગી સબબે સ્વદેશ ગયો હતો. ત્યારે ખાલસા ફોજે મુલતાનમાંના બે બ્રિટિશ અમલદારોને મારી નાંખ્યા તથા ૨૪૦૦ માણસોનો ઘાણ વાળી ૪ તોપો અને ૩ પલટણના વાવટા લઇ લીધા. તે માટે ઇગ્લાંડથી સર ચાર્લ્સ

નેપીઅરને મોટી ફોજ સહીત રવાનો કર્યો. પણ તે પોતા પહેલાં એજ સાલમાં લાર્ડ ગોફે ગુજરાત આગળ તેને સખત હાર ખવરાવી પંજાબ ખાલસા કર્યું. તથા મહારાજા દુલીપસિંહને ૫ લાખ ૮૦ હજાર નું વારસાસન બાંધી આપ્યું. તે લઇને તે હાલ પણ ઇંગ્લાંડના જાગીરદાર તરીકે નોરફોક પરગણાંમાં રહે છે.

આ લડાઈમાં સીખની મદદે દોસ્તમહમદની સરદારી નીચે કેટલુંક અફગાન લશ્કર પણ આવ્યું હતું. પણ તેની હાર થઇ જેથી પાછું નાસવું પડયું. પછી સાંતી ટકવા માટે તે લોકો પાસેથી હથીઆર લીધાં અને પ્રત્યેક ગામની જમાબંધી બાંધી કર ઓછા કર્યા. અને ત્યાર પછી ત્યાં પણ સર ચાર્લ્સ નેપીઅરે નેહેરો તથા સડકો બાંધી.

૬ બીજો બ્રહ્મીવિગ્રહ. ઇ૦સ૦૧૮૫૨માં રંગુન માં રહેનારા અંગ્રેજોપર આવાના રાજાએ માઠી વરતણુંક ચલાવી. તે બાબત લશ્કરી વાહાણના કપતાનને વારવા મોકલતાં તેનું પણ અપમાન કર્યું. જેથી બીજો વિગ્રહ થયો—તેમાં થોડા વખતમાં રંગુનથી પ્રોમ સુધીનો મુલક કબજે કરી કરાર કરવાનું કહેવરાવ્યું. પણ તેણે ના કહેવાથી તે મુલક ખાલસા કરી લીધો—તેની વસ્તી તથા વેપારમાં ઘણોજ વધારો થયો છે. તે વાર પછી લાર્ડ ડલહૌસીએ એવો નિશ્ચય કર્યો કે જે રાજા અથવા તેનો ઔરસ વારસ સરકારથી કરેલા કરાર અનુસાર વરતે ત્યાં લગી તેનો બચાવ કરવો—પણ તેથી વિરૂધ્ધ વરતે તો તેના પર દયા કરવી નહીં. અને જે રાજા અપૂત્ર ગુજરી જાય તેનું રાજ તેના ખોલે બેસાડેલા વારસને ન આપતાં ખાલસા કરવું. એવો નિશ્ચય કરી નીચે પ્રમાણે રાજ્યો ખાલસા કર્યાં.

ક. સતારાનું રાજ ખાલસા કર્યું તે એવી રીતે કે અંગ્રેજે

પેશ્વાનું રાજ લીધું. તે વખતે એક સિવાજીના વંશજોને ઊભો કરી સતારાની ગાદી વારન હેસ્ટિંગ્સે આપી હતી. તે રાજા ઇ૦સ૦ ૧૮૪૮ માં અપૂત્ર મરેતાં સરકારે તેના વારસને કબુલ ન કરી ઇ૦સ૦ ૧૮૪૯ માં ખાલસા કર્યું.

૨ ઈ૦સ૦ ૧૮૫૩ માં ઝાંસી તથા નાગપુરનું રાજ ખાલસા કર્યું.

૩ હૈદ્રાબાદના નિજામના રક્ષણ સારૂ બ્રિટિશ ફોજ રહેતી તેના ખર્ચનાં નાણાં દર વરસે નિજામ આપી શકતો નહીં. માટે તે પેટે તેની પાસેથી વરાડપ્રાંત લઇ ખાલસા કર્યો.

૪ તાંજોર તથા કર્ણાટકના નવાબો અપૂત્ર મરતાં તેના મુલક ખાલસા કરી તેના વારસને દયા ખાતર જુજ પગાર કરી આપ્યો.

૫ પેશ્વા બાજીરાવનું રાજ ઇ૦સ૦ ૧૮૧૮ માં ખાલસા કર્યા પછી તે ઇ૦સ૦ ૧૮૫૩ માં મૂઓ ત્યાં સુધી તેણે ૮ લાખ રૂપીઆ વારસાસન ખાધું. તે વારસાસન તેના મરવા પછી તેના દત્તપૂત્ર નાનાસાહેબને આપ્યું નહીં. પણ માત્ર તેની ખાનગી મિલકત આપી.

૬ ઇ૦સ૦ ૧૮૫૬માં અયોધ્યા ખાલસા કર્યું તે એવી રીતે કે ત્યાંના નવાબો લોકોપર જુલમ કરતા હતા તે જુલમ ન કરવા તેમણે ઘણીવાર લખાણો કર્યાં છતાં પણ તેમની આંખ ઉઘડી નહીં જેથી આ મહાન પુરૂષે ઇંગ્લાંડ લખી ખાલસા કરવાનું મંજુર કરાવ્યું. તે મંજુરી આવી ત્યારે થોડારોજમાં પોતાને વિલાયત જવાનું હતું તો પણ હજારો માણસને દુઃખમાંથી છોડી ઇશ્વરને પ્રસંન કરવાનું કામ તે પાર પાડતો ગયો. આ બાબતની અપીલ કરવા નવાબે વિલાયત માણસો મોકલ્યાં હતાં પણ છેવટ તે ૧૫ લાખ રૂપીઆ પેનસન લઇ કલકતાની પાસે ગોડનેરીચ નામે પરાંમાં તે રહયો.

ઇ૦સ૦ ૧૮૫૬ માં લાર્ડ ડલહૌસી સ્વદેશ ગયો ને ત્યાં ઇ૦સ૦ ૧૮૬૦માં મરણ પામ્યો.

ઇતિ.

## પ્રકરણ ૧૫ મું

ઇ૦સ૦૧૮૫૭ નો બલવો આ વખતે લાર્ડ ડલહૌસીએ મુલકો ખાલસા કર્યાં તેથી તથા આગગાડી તાર વીગેરે જે કોઇ દીવસ દીઠેલ પણ નહીં તેનું ચાલુ થવાથી લોકોને ભય લાગ્યો કે આ બધી ઊંડી મતલબવાળી યોજનાઓ છે. વલી પદભ્રષ્ટ થએલા રાજાઓ તેમને ઊશ્કેરવા લાગ્યા, તે એવા મતલબથી કે જો, બલવો થશે, તો આપણને લાભ થશે, એમ જાણી પોતે મોટા પેનસન ખાતા હતા તેમાંથી મદદ કરવા લાગ્યા. એટલામાં બંગાળાના સૈન્યમાં એવો હલો ઉઠયો કે કારતુસોપર ડુકરની ચરબી લગાડેલી છે તે, ચરબીને હિંદુ મુસલમાન બને અપવિત્ર ગણતા. આ બધી વાતોથી ઇ૦સ૦ ૧૮૫૭ ના મેમાસની ૧૦ મી તારીખે પાછલે પોહેરે મિરતના સીપાઇઓ કેદખાનામાં ધુસ્યા, ને જે અંગ્રેજ મળે તેને કાપી નાખવા લાગ્યા. અને પછી વધારે લોકોને ઉશ્કરેવા સારૂ તથા પદભ્રષ્ટ મુગલ બાદશાહને સ્વીકારવા સારૂ તેઓ દીલીમાં ગયા. તે વખત મિરતમાં જે અંગ્રેજી લશ્કર હતું તેણે એ બાબતનો દીલ્હી તાર કર્યો ખરો પણ દીલી જતાં બલવાખોરોને અટકાવ્યા નહી.

પછી સર્વે બલવાખોરો દીલ્હીમાં એકઠા થવા લાગ્યા. ને વાયવ્ય પ્રાંત, અયોધ્યા, તથા નીચલા બંગાલામાં ઝડપવડે બલવો ફેલાઇ ગયો. સર્વે સીપાઇઓ ફરીને સામે થવા લાગ્યા તથા જે યૂરોપી કે ખ્રિસ્તિ હોય તેને કાપી નાખવા લાગ્યા. તેનાં સ્ત્રી કે બાળકોપર પણ દયા કરી નહીં. જેલો તોડી નાંખ્યા તીજોરીઓ

લૂટી લીધી. તે વખતે મધ્ય હિંદના અધિપતીઓનાં લશ્કરો પણ બલવા ખોરો સાથે મળી ગયાં. પણ મુંબઈ ને મદ્રાસની દેશી ફોજો, તથા પ્રધાન સરસાલારજંગની ઇમાનદારીથી ની-ઝામ, તથા એડવર્ડસ, અને નીકલ્સની અગમચેતીથી સીખલો-કો તેમાં સામેલ થયા નહીં. એ લોકોનાં સરચાર્લ્સ નેપીઅરે પ્રથમથીજ હથીઆર પડાવી લીધાં હતાં. બલવાનાં મુખ્ય સ્થળ કાનપુર લખનોર અને દીલ્હી એ ત્રણ હતા. એ બલવાખોરોનો સરદાર છેલ્લા પેશ્વા બાજીરાવનો વારસ ધોડુપંથ( નાનાસાહેબ ) બન્યોહતો. તેણે પોતે પેશ્વા હોવાની દુવાઇ ફેરીવીને કાનપુર માંહેલા સર્વ અંગ્રેજ ને ઘેર્યા. એટલે તે અંગ્રેજોએ ૧૯ દીવસ સુધી તે ઘેરો હિમતથી જીલ્યો. પણ છેવટ અલાહબાદલગી સહીસલામત પોહચાડવા નાના સાહેબે આપેલાં વચનપર વિશ્વાસ કરી તેઓ સરણે આવ્યા ને ૪૫૦ માણસો ગંગાનદીમાં મછવે બેઠાં એટલે તેપર ગોળીઓનો મારો ચલાવી સર્વેના પ્રાણ લીધા, માત્ર એક મછવો લેઇ ચાર માણસો ભાગી છુટા, તેણે એક અંગ્રેજના મિત્ર રાજા પાસે જઇ આ હકીકત કહી.

લખનોર અહીંનો કમીસ્નર સર હેન્રી લારેન્સ પ્રથમથીજ ચેતતાં તેણે રેસીડન્સીની આસપાસ કિલ્લા કોટ કરી રાખ્યા, તથા તેમાં ખારોક ભરી રાખ્યો. પછી બળવાખોરોએ આવી તેને ઘેર્યો. અને બીજે દીવસે કારી જખમ કર્યો. નવેંબરની ૨૫ મીએ હૅવેલાક અને ઔટ્રામ એની મદદે આવ્યા. તેને પણ બલવાખોરોએ ઘેરીલીધા છેવટ નવેંબરમાં લાર્ડ ક્લાઇડે આવી તેને સંકટમાં થી છોડાવ્યા.

દીલ્હી ૮મી જુને દીલ્હીને ઘેરો ઘાલ્યો. તે વખત અંગ્રેજનું લશ્કર ૮૦૦૦ ને બલવાખોરોનું ૩૦૦૦૦ નું હતું. આગષ્ટમાં

પંજાબથી નીકલ્શન આવ્યો. તેણે ૧૪ મી સપ્ટેંબરે પેસી [illegible] સાત દિવસ સુધી યુદ્ધ કરી છેવટ દીલ્હી લીધી. પણ પોતે મરણ પામ્યો. એટલે ઘોડાની એક ટુકડીના નીડર સરદાર હાડસને બહાદુરશાહ પાદશાહને કેદ કરી, રંગુન મોકલાવી દીધો ( ત્યાં તે ઇ૦સ૦ ૧૮૬૨ માં મૂઓ. ) ને તેના સાહજાદાને ગોલીથી માર્યા- ત્યાર પછી ૧૮ માસ સુધી જુદા જુદા ભાગોમાં કાપા કાપી ચાલી તેમાં મુખ્ય અયોધ્યાની બેગમ, બરેલીનો નવાબ, તથા ખુદ નાના સાહેબ હતા. અને તેણે તમામ લશ્કરથી મળી પ્રજાને ભીસ્કેરી હતી. છેવટ ઇ૦સ૦ ૧૮૫૯માં લાર્ડ કલાઇડે અયોધ્યા જીતી લીધું. તેમાં સરજંગ બહાદુરે ગુરખા ફોજની મદદ આપી હતી.

મધ્ય હિંદમાં મુખ્ય શત્રુ ઝાંસીની રાણી તથા તાતીઆટોપી હતો. તેમાં રાણી ઇ૦સ૦ ૧૮૫૮માં સરહ્યુરોઝ સાથે લડતાં રણમાં પડી. ને તાતીઆટોપીને ઇ૦સ૦૧૮૫૯માં વિસ્વાસઘાતથી પકડી મારી નાખ્યો. એ રીતે બલવો બેસાડી દીધો.

કંપનીના અખત્યારનો ટુંકમાં સાર.

૨. ઇ૦સ૦ ૧૬૦૦ માં મૂળ કંપનીને ઇલીઝા બેથ રાણીએ સનંદી મંડળીનો પટો કરી આપ્યો. ઇ૦સ૦૧૭૭૩ માં લાર્ડ નૉર્થના પ્રધાન મંડળે રેગ્યુલેટીંગઆકટ મંજુર કર્યો. તેની રૂએ કંપનીને રાજકીય સતા મળી હતી. બંગાળાના ગવરનરને ગવરનર જનરલની પદવી, તથા મુંબઇને મદ્રાસના ગવરનરોપર સંધીને વિગ્રહની બાબતનો અધિકાર ચલાવવાની સતા મળી, ચાર મેંબરની કાઉન્સીલ થઇ, તથા સુપ્રીમ કોરટોના જડજોની નીમણુંક થઇ.

ઇ૦સ૦૧૭૮૪ માં પિટનું ઇંડીઆ બીલ મંજુર થયું. તેની

રૂએ ઈંગ્લાંડમાં બોર્ડ આવ કંટ્રોલ સ્થપાઈ. ગવરનર જનરલનું બીજા ઇલાકાપર ઉપરીપણું ઠર્યું અને ગવર્નર જનરલ—ઇન કાઉન્સીલ એવું પદ વાપરવાની મંજુરી મળી.

ઇ૦સ૦ ૧૮૧૩ કંપનીને હિંદ સાથેનો વેપાર નકરવાની તથા પ્રજાપર સારો અમલ ચલાવવાની પરવાનગી મળી.

ઇ૦સ૦ ૧૮૩૩ માં ચીન સાથેનો વેપાર બંધ પડયો. કાઉન્સીલમાં કાયદા ખાતે ૧ મેંબરનો વધારે થયો તથા કાયદા અને કાનુનોનો પાર્લમેન્ટના આકટો જેટલો અધિકાર આપી, તે મંજુર કરવાની સતા કોર્ટ આવ ડરેકટર્સને આપી તથા એક લૉ કમીશન નીમાયું. ગવરનર જનરલને લશ્કરી તથા મુલકી વીગેરે તમામ બાબતોનું બીજા ઇલાકાપર ઉપરીપણું મળ્યું.

ઇ૦સ૦ ૧૮૫૩ માં છેલી સનદ કરી આપી,અને તે પાર્લમેન્ટની નજરમાં અવે ત્યાં લગી અમલ કરવા આપ્યાનું ઠરાવ્યું. ને હવેથી સીવીલસરવીસમાં વગવસીલાથી નહીં પણ પરિક્ષા લેઇ જગ્યા આપવાનું ઠરાવ્યું.

ઇ૦સ૦ ૧૮૫૮ માં કંપનીના હાથમાંથી હિંદની સતા ગઇ, ને એવું ઠર્યું કે પંદર મેંબરોની કાઉન્સીલની સલાહથી પોતાના મુખ્ય સેક્રેટરીઓમાંના એકની માર્ફત ઇગ્લાંડની રાણી હિંદપર અમલ ચલાવશે, ગવર્નર જનરલને વાઇસરાએનો ઇલકાબ મળ્યો, તથા હિંદી નૌકા સેના કાઢી નાંખી.

" ઇ૦સ૦ ૧૮૬૧ મુંબઇ મદ્રાસ અને બંગાલાની કાઉન્સીલોમાં દેશી કે સરકારી નોકરીમાં નં હોય એવા મેંબરો ઉમેરાયા.

અને એજ સાલમાં બીજો કાયદો થયો તેની રૂએ ઇલાકાનાં શહેરોમાં સુપ્રીમ કોર્ટો સ્થપાઇ."

## પ્રકરણ ૧૬ મું.

લાર્ડ કાનિંગે બળવાના દુખદાયક વખતમાં પણ ઘણીજ હિંમત પકડી હતી, બને પક્ષના લોકો બળવા વખતે પણ તેને દયાળુ કૉનિંગ કહેતા હતા, ને પછી પણ તેની સ્તુતિ કરતા, એણે બળવો સમાવ્યા પછી ઈ૦સ૦ ૧૮૫૮ ના નવેંબરની ૧ લી તારીખે અલાહબાદમાં મોટો દરબાર ભરી, મહારાણીએ હિંદનો રાજ કારભાર પોતાને હસ્તક લીધાનો બાદશાહી ઢંઢેરો વાંચી સંભળાવ્યો. તે લેખમાં ધર્મ સંબંધી છુટ અને ન્યાયના નિયમો ઘણી વાકચ-તુરાઇથી લખ્ય.છે એ લેખ હિંદની પ્રજાનો માગ્નાચાર્ટા છે.

પછી એ બલવાખોરોમાંથી જેઓ ખાસ બ્રિટિશ પ્રજાના ખુન કરનારા હતા તે શિવાયના તમામને ગુન્હો માફ કર્યો.

ઇ. સ. ૧૮૫૯ માં આખા હિંદમાં શાન્તિનાં ઝાહેરનામાં થયા.

ઇ૦સ૦૧૮૬૦ માં વફાદાર રાજા રાણાઓની સેવા સ્વીકારવાને તથા તેમને દત્તપુત્ર કરવાના હક છે એવી ખાત્રી કરી આપવાને લાર્ડ કાનિંગ ઊત્તર તરફનાં પ્રાંતોમાં પ્રવાસ કરવા નીકળ્યો.

એ બળવો બેસાડતાં ૪૦ કરોડ રૂપિઆનું ખર્ચ થયું. તથા લસ્કરમાં ફેરફાર કરવાથી વાર્ષિક ૧૦ કરોડ રૂપિઆનું ખર્ચ વધ્યું. એ બધાં કર્જની ભરતી કરવા માટે પ્રખ્યાત અર્થ શાસ્ત્રી તથા પાર્લમેન્ટનાં વસુલાતખાતાનો અધિકારી મી. જેમ્સ વિલ્સનને હિંદિ કાઊન્સિલમાં વસુલાતખાતાનો મેંબર નીમ્યો. તેણે જકાત લેવાની રીતો ફેરવી, કમાણી અને ધંધાપર વેરો નાંખ્યો તથા સરકારી કાગલનાં નાણા ચલાવી ઊપજમાં વધારો કર્યો.

એજ સાલમાં ફોજદારી કાયદાનો ખરડો મંજુર થયો. તથા ઇ. સ. ૧૮૬૧માં દીવાની અને ફોજદારી વેવટના કાયદા મંજુર થયા.

ઇ. સ. ૧૮૬૨માં લાર્ડ એલ્ગિન સ્વદેશ ગયો ત્યાં એક માસની અંદર મરણ પામ્યો.

લાર્ડ લારેન્સ ઇ૦સ૦ ૧૮૬૪ થી ૧૮૬૯ સુધી. પછી પંજાબના રક્ષક સરજાન લારેન્સનેજ વાઇસરાએની પદવી મળી. એજ વખતમાં ભુતાન જોડે વિગ્રહ થયો. ઇ૦સ૦ ૧૮૬૪ માં દ્વાર્સ પરગણું ખાલસા કર્યું. ઈ૦સ૦ ૧૮૬૬ માં ઓઢીઆમાં મોટો દુકાળ પડયો. તે વખતે ભૂખથી મૃત્યુ થતાં અટકાવવાને બનતા ઉપાય લેવાની જવાબદારી સરકારી અધિકારીને શિર રહેવાનો નીયમ ઠરાવ્યો.

અયોધ્યાના ખેડુતોની સ્થિતિ તપાસી તેને ચાલુ હક આપવાનો આકટ મંજુર કર્યો.

ઇ૦સ૦ ૧૮૬૬ માં બંગાળાની ચાના વેપારને મોટો ધોકો લાગ્યો. તથા મુંબઇના કેટલાક વેપારીઓ પણ એથી પાયમાલ થઇ ગયા.

અફગાનિસ્તાનમાં દોસ્ત મહમદના કુંવરોની કાપા કાપી થતાં અધિકાર શેરઅલીના હાથમાં આવ્યો. તેને લાર્ડ લારેન્સે અમીર કબુલ કર્યો. એ વાઇસરાય ઇ૦સ૦ ૧૮૬૯ માં ચાર્જ છોડી ગયો ત્યારે વિલાયતમાં તેને અમીરપદ મળ્યું. ત્યાંતે ૧૮૭૯ માં મરણ પામ્યો.

લાર્ડ મેઓ ઇ૦સ૦ ૧૮૬૯ થીતે ૧૮૭૨ સુધી. એણે હિંદની દ્રવ્ય વૃધિને ઉત્તેજન આપ્યું. અંબાલા દરબારનું કામ સરેતોરે પાર પાડયું. એ દરબારમાં શેરઅલીને તેણે વિધિ પૂર્વક અમીર સ્વીકાર્યો. ઇ૦સ૦ ૧૮૬૯–૭૮ માં નામદાર સાહેબજાદા ડયુક આવ એડિન્બરોની હિંદમાં પધરામણી થઇ, જેથી હિંદની પ્રજા રાજી થઇ. ને અંગ્રેજ રાજાઓએ વફાદારી બતાવી.

એણે ખેતીવાડીનું ખાતું ઉઘાડ્યું. પ્રાંતવાર ઉપજ ખર્ચની પદ્ધતિ દાખલ કરી, સુધારો કરવાનો પાયો નાખ્યો, તથા ઘણી સડકો રેલવે અને નહેરો બંધાવી. એણે રાજ્યની હદના આઘેના ભાગોમાં પણ મુસાફરી કરી હતી. તેમાં ઇ૦સ૦૧૮૭૨માં દેશની-કાલ થએલા ગુન્હેગારોને રાખવાના આંડામન ટાપુનાં થાણાંમાં એક ખુનીને હાથે તેનું મોત થયું.

લાર્ડ નાર્થ બુક ઇ૦સ૦૧૮૭૨ થી તે ૧૮૭૬ સુધી. એના સમયમાં ઇ૦સ૦૧૮૭૪માં નીચલા બંગાળામાં દુકાળ પડયો તે વખતે રાજ્ય તરફની મદદ આપવાને તેણે બહુજ સારા ઉપાયો લીધા.

ઇ૦સ૦૧૮૭૫ માં વડોદરાના મરાઠા ગાયકવાડને તેના રાજ્ય-ની અવ્યવસ્થાને લીધે, તથા તેના દરબારમાંના બ્રિટિશ રેશીડન્ટને ઝેર દેવાની કોશિશને લીધે પદભ્રષ્ટ કર્યો. અને રાજ તેના વંશમાંના એક બાળકને સોંપ્યું.

ઇ૦સ૦ ૧૮૭૫—૭૬માં નામદાર યુવરાજ પ્રીન્સ આવ વેલ્સની હિંદમાં પધરામણી થઇ તેવખત પ્રજાએ ઘણાજ ઉત્સાહ-વાળી વફાદારી બતાવી, તથા હિંદના મંડલીક રાજા રાણાએ અમે ભવ્ય બાદશાહતમાં જોડાયા છીએ એમ જાણ્યું.

લાર્ડલીટન ઇ૦સ૦ ૧૮૭૬ થી તે ૧૮૮૦ સુધી. એણે ઇ૦સ૦ ૧૮૭૭ ના જાન્યુઆરીની ૧ લી તારીખે પ્રાચીન મુગલ બાદશાહની રાજધાની દીલ્હી શેહેરમાં મોટા ઠાઠમાઠથી દરબાર ભરી મહારાણી વિકટોરીઆએ કેશરે હિંદનું પદ ધારણ કર્યું. તેની ખબર પ્રસિદ્ધ કરી. ઇ૦સ૦ ૧૮૭૬માં દક્ષિણમાં મોટો દુકાળ પડયો. તેમજ ઇ૦સ૦૧૮૭૭ માં પણ પુરતો વરસાદ પડ્યો નહીં

જેવી ભુખમરી તથા તેને લગતી બીજી અનેક આપદાઓથી લગભગ પચાસ લાખ માણસ મરણ પામ્યાં. તે વખતે રેલવે મારફત તથા બીજી રીતે પ્રાન્તાદીક લાવવાની ગોઠવણ કરવામાં લાર્ડ લીટને ઘણા ઉપાયો લીધા હતા, ને તેમાં એકંદર ૧૧ કરોડ રુપિઆનું ખર્ચ થયું હતું.

ઇ૦સ૦ ૧૮૭૮માં પાછો અફગાનીસ્તાનનો મામલો જાગ્યો. જે અમીર શેરઅલીનો સારો સત્કાર કર્યો હતો. તેણે રૂશકારસ્થાનમાં મળી અંગ્રેજના વકીલને પોતાના દેશમાં પેસવા દીધો નહીં. અને રૂશિઆના વકીલનો માનપૂર્વક આવકાર કીધો. જેથી ખૈબર, કુરમ, અને બોલન ઘાટને માર્ગે બ્રિટિશ લશ્કરોને મોકલ્યાં. તેણે અંદરનાં દ્વારો કબજે કર્યાં એટલે શેરઅલી તુર્કસ્તાનમાં નાશી ગયો. અને ત્યાંજ તે મરણ પામ્યો.

ત્યાર પછી તેના સાહેબજાદા યાકુબખાન જોડે ગંદમક મુકામે તહનામું થયું. તેની રૂએ એ ઘાટોનાં શિખર લગી અંગ્રેજી હદ વધી. અને બ્રિટીશ રેશિડન્ટ સરલુઇ કાવાન્યારી રસાલા સુધાં ત્યાં રહ્યા. એટલામાં અફઘાનોએ તેને દગાથી મારી નાંખ્યો. જેથી બીજી લડાઇ થઇ તેમાં યાકુબખાને ગાદી ઉપરથી હાથ ઉઠાવ્યો. ને તેને પકડી હિંદમાં આણ્યો, અને કાબુલ તથા કંદહાર કબજે કરી, ત્યાં લશ્કર રાખ્યાં. એટલે પાછી અફગાન જાત સ્વદેશ માટે લડવા ઉઠી. ને કાબુલ માંહેની બ્રિટિશ ફોજને સંકટમાં નાંખી. તે વારે સર ફ્રેડ્રીક રાબર્ટસે તેને સજડ હરાવ્યા.

એ રીતે અણીનો મામલો ચાલતો હતો એટલામાં ઇંગ્લાંડની પાર્લમેન્ટમાં ટોરી પ્રધાન મંડળની હાર થતાં વિલાયતના રાજ્યમંડળે રાજીનામું આપ્યું. તેની સાથે લૉર્ડ લીટને પણ આપ્યું.

માર્કિવસ ઑવ રિપન ઇ૦સ૦ ૧૮૮૦ થી તે ૧૮૮૧ સુધી. તેના વખતમાં કંદહાર અને હેલ્મંડ નદીની વચ્ચે એક અંગ્રેજી ટુકડીને યાકુબખાનનાં હેરાતી લશ્કરે હરાવી. એટલે જનરલ સર ફ્રેડરિક રાબર્ટસે કાબુલથી કંદાહાર તરફ કુચ કરી ઇ૦સ૦ ૧૮૮૦માં યાકુબ-ખાનનાં લશ્કરને પુરેપુરું હરાવ્યું.

અબદુર રહેમાનખાન નામે દોસ્તમહમદના કુળના સૌથી વડા વંશજને અંગ્રેજે અમીર કબુલ રાખ્યોછે, તેને અંગ્રેજના મિત્ર તરીકે રાજધાનીનો કબજો સોંપી, અંગ્રેજી લશ્કર કાબુલમાંથી પાછું આવ્યું છે. ઇ૦સ૦ ૧૮૮૧ ત્યારપછી યાકુબખાને કંદહાર ફરી લૈ લીધું છે, અને ઇ૦સ૦ ૧૮૮૧ ના આગષ્ટલગી અમીર અબદુર રહેમાનની જોડે તે અફગાનિસ્તાનની સર્વોપરી સત્તાને માટે લડે છે.

ઇતિ.

## હંટરકૃત હિંદના ટુંક ઇતિહાસની શાળોપયોગી નોટ સંપુર્ણ.



